# અહિંસાની તાલીમ

[ રીચર્ડ ગ્રેગનું 'A Discipline for Non-violence' ]


અનુવાદક

ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ





નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

# અહિંસાની તાલીમ

[ રીચર્ડ ગ્રેગનું 'A Discipline for Non-violence' ]

અનુવાદક

ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ




નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

# પ્રસ્તાવના

'અહિંસાની તાલીમ' એ નાનકડું પુસ્તક શ્રી. રીચર્ડ ગ્રેગે લખેલું છે. પશ્ચિમમાં જે માણસો સત્યાગ્રહના સિદ્ધાન્તને અનુસરવા મથે છે તેમને માર્ગદર્શન કરાવવાનો તેનો ઉદ્દેશ છે. 'શાન્તિવાદ'ને બદલે 'સત્યાગ્રહ' શબ્દ હું જાણીજોઈને વાપરું છું. કેમકે પશ્ચિમમાં 'શાંતિવાદ' (પૅસીફીઝમ)ને નામે જે પ્રવૃત્તિ ચાલે છે તે અને સત્યાગ્રહ એક વસ્તુ નથી. શ્રી. ગ્રેગ અતિશય ઉદ્યમી ને વ્યવસ્થિત કામ કરનારા છે. તેમણે સત્યાગ્રહનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવ્યું છે; કેમકે તેઓ હિંદુસ્તાનમાં, અને તેમાંયે લગભગ વરસ દહાડો સાબરમતી આશ્રમમાં, રહેલા છે. તેમનું આ નાનકડું પુસ્તક વેળાસર લખાયું છે. તેથી હિંદુસ્તાનના સત્યાગ્રહીઓને પણ મદદ થયા વિના નહીં રહે. કેમકે, આ પુસ્તક પશ્ચિમના લોકોને આકર્ષક લાગે એવી શૈલીમાં લખાયું છે ખરું, છતાં એમાં જે વસ્તુ છે તે તો પશ્ચિમના ને પૂર્વના સત્યાગ્રહીઓને સરખું જ ઉપયોગી છે. તેથી એ પુસ્તકની સસ્તી આવૃત્તિ આ દેશમાં, હિંદી વાચકોના લાભાર્થે, કાઢવામાં આવી છે. ઘણા તે વાંચીને લાભ મેળવશે એવી આશા છે. હિંદી સત્યાગ્રહીઓને માથે ખાસ જવાબદારી રહેલી છે; કેમકે શ્રી. ગ્રેગે હિંદમાં સત્યાગ્રહના અમલનું જે અવલોકન કર્યું તેને આધારે આ પુસ્તક લખ્યું છે. શ્રી. ગ્રેગની આ માર્ગદર્શિકા સુવ્યવસ્થિત શાસ્ત્રગ્રન્થરૂપે ભલે ગમે તેટલી સરસ લાગતી હોય, પણ જો હિંદમાં સત્યાગ્રહનો પ્રયોગ નિષ્ફળ જાય તો આ પુસ્તકનો ઉદ્દેશ પણ અફળ જશે.

સેવાગ્રામ, ૧૪-૮-૪૧ **મોહનદાસ કરમચંદ ગાંધી**

*

આ અનુવાદમાં પાછળથી શ્રી. ગ્રેગની બીજી એક પત્રિકા 'The Training for Peace' માંથી પણ કેટલાક ઉપયોગી ભાગો લઈને ગુજરાતીમાં ઉતાર્યા છે. —**અનુવાદક**

# અહિંસાની તાલીમ

## લશ્કરી તાલીમ

લશ્કરમાં જે નિયમપાલનનો અમલ ચાલે છે તેને વિષે લોકોનાં મનમાં અજબ શ્રદ્ધા હોય છે; અને જમાનાઓ પર જન્મેલી એ શ્રદ્ધા હજુ ટકી રહી છે. સંગઠિત હિંસામાં ગમે તેટલું અણઘડપણું હોય, ગમે તેટલો અવિચાર હોય, તેનાં પરિણામ ગમે તેટલાં અલ્પજીવી હોય, તોપણ તેમાં જે દઢતા ને વ્યવસ્થાનો દેખાવ ને દમામ હોય છે તેનાથી જગત અંજાય છે ને તેને વિષે અતિ આદર ધરાવે છે. આપણને શસ્ત્રયુદ્ધ વિષે ભલે ગમે તેટલો અણગમો હોય, પણ જગતમાં ન્યાય ને શાંતિની સ્થાપના કેવી રીતે થઈ શકે એ પ્રશ્ન પૂછવા માંડીએ કે તરત લશ્કરી તાલીમની આ શક્તિ આપણી નજર આગળ ખડી થઈ જાય છે. એ શક્તિની ચાવી શામાં છે? એનું રહસ્ય શું છે? માણસો હિંસાથી ડરે છે માટે જ તેને માને છે, એવું તો નથી?

નેપોલિયન માનતો કે યુદ્ધ જીતવા માટે જે ઘણી ચીજો આવશ્યક છે તેમાં પોણા ભાગનું સ્થાન તો નિયમપાલને રોકેલું છે. ફ્રેંચ સેનાપતિ ફોક કહેતો : "સેનાઓની મુખ્ય શક્તિ નિયમપાલનમાં

રહેલી છે.” ડ્યુક ઑફ વેલિંગ્ટને કહેલું: “ટેવનું મહત્ત્વ કુદરતે આપેલા સ્વભાવ કરતાં દસગણું છે.” જ્યૉર્જ રસેલ (‘એ. ઈ.’ તખલ્લુસવાળો) આયરલૅંડનો પ્રસિદ્ધ કવિ, ને ખેડુતોની સહકારી મંડળીઓનો સ્થાપક હતો. તે માનતો કે યુદ્ધશાસ્ત્રના વિષયમાં પ્રતિભા ધરાવતા લોકોએ જીવનનો જે નિયમ શોધ્યો છે ને અદ્ભુત સફળતાથી વાપર્યો છે તે શસ્ત્રધારી સૈન્ય કરતાં નિઃશસ્ત્ર સમાજના જીવનને માટે વધારે અગત્યનો છે. કોઈ વ્યક્તિને — કોઈ એકલદોકલ માણસને — એવું શિક્ષણ શી રીતે આપી શકાય કે તે ગમે તેવા સંકટથી ન ડરે, પોતાના દેહનું શું થશે તેની પરવા ન કરે, ને વખત આવ્યે ગમે તેવા જોખમની ઝાળમાં ઝંપલાવે, એટલું જ નહીં પણ સમાજના હિતને ખાતર પોતાના વ્યક્તિગત સુખનો ભોગ આપે? આ શિક્ષણ આપવાનું સાધન, આ કવિએ કહેલું કે, લશ્કરી નિયમપાલન — લશ્કરી તાલીમ — છે. એ એક અજબ કીમિયો છે, ને તે અજબ ચમત્કારો કરી બતાવે છે. સમુદાયના કે સમાજના કલ્યાણની આગળ વ્યક્તિએ પોતાનાં સુખ ને સ્વાર્થ ગૌણ માનવાં જોઈએ ને પ્રસંગ આવ્યે જતાં કરવાં જોઈએ — એ તત્ત્વની સિદ્ધિ ને એનો અમલ શસ્ત્રધારી સૈન્યમાં થાય છે એટલાં બીજે ક્યાંય થતાં નથી.

એટલે, જો યુદ્ધકળા ને યુદ્ધશાસ્ત્રના ધુરંધરોની વાત ખરી હોય, તો એનો અર્થ એ થયો કે સૈન્યોમાં જે બળ હોય છે તે તેમનાં શસ્ત્રાસ્ત્રો કે તેમની સંહારશક્તિને લીધે નથી હોતું, પણ તેમનાં સંગઠન, સુવ્યવસ્થા, ને સુદૃઢ ટેવોને લીધે હોય છે. સૈન્યોનું બળ તેમનાં વિમાનો, મનવારો, તોપો અને બૉંબમાં નથી રહેલું, પણ સૈન્યના માણસોમાં — તેમની સારી ટેવોમાં, ને એ ટેવો કેળવવાની તેમની પદ્ધતિમાં — રહેલું હોય છે.

નેપોલિયને એમ પણ કહેલું કે યુદ્ધમાં અંગબળ કરતાં નૈતિક બળનું મૂલ્ય દસગણું હોય છે. કૅપ્ટન લિડેલ હાર્ટ લશ્કરી વ્યૂહરચનાના

ને આધુનિક લશ્કરી ઇતિહાસના પ્રસિદ્ધ અંગ્રેજ નિષ્ણાત છે; તે માને છે કે આધુનિક યુદ્ધમાં અંગબળ કરતાં નૈતિક બળનું મહત્ત્વ છગણું છે.

યુદ્ધશાસ્ત્રના નિષ્ણાતોનાં આ વચનોમાંથી આપણે અહિંસા વડે કલહો પતવવા માગનારાઓને સારુ કંઈક નિયમ તારવી શકીએ ખરા? બીજા શબ્દોમાં કહીએ તો, કજિયાઓ પતવવાનું કંઈ સૌમ્ય સાધન છે ખરું? અહિંસા વડે માણસોની સદિચ્છાઓ પાર પાડવાની કંઈ ખરેખરી આશા રાખી શકાય ખરી? જગતના મહાસંઘર્ષો શમાવવામાં જો નૈતિક બળનું મહત્ત્વ આટલું બધું હોય, તો યુદ્ધના કરતાં માત્ર વધારે નીતિમય જ નહીં — પણ નીતિમય હોય એ કારણે જ વધારે પ્રભાવશાળી — એવી તાલીમ, એવું નિયમપાલન, એવી સાધના, ખીલવવાનું બની ન શકે શું? આપણે શું એવી સામાજિક શક્તિ ન સરજાવી શકીએ જે શસ્ત્રધારી સૈન્ય કરતાં વધારે બળવાન હોય, અને જેની નવી તાલીમમાં ને જેના નવી ઢબના નિયમપાલનમાં નીતિનું પ્રમાણ ઘણું વધારે હોય?

જ્યૉર્જ રસેલનું એક કથન મેં પાછળ ટાંક્યું છે; તે માનતા કે અહિંસક પ્રતિકાર યા સત્યાગ્રહ નૈતિક દૃષ્ટિએ સુંદર વસ્તુ છે ખરી, પણ અવ્યવહારુ છે, ને મહાસંઘર્ષો શમાવવામાં કે તેનો ઉકેલ આણવામાં તે કામ લાગે એવી નથી. તેમને એ અવ્યવહારુ લાગી, કેમકે તેમના કહેવા પ્રમાણે એ મનુષ્યસ્વભાવની પાસેથી વધારેપડતી આશા રાખે છે. સત્યાગ્રહે કેટલીક ભારે સફળતા મેળવી છે એ હકીકત તેઓ કબૂલ રાખતા, છતાં એમને લાગતું કે એનો પ્રયોગ સફળ નીવડવાને જોઈએ એટલા લાંબા વખત લગી આટલા સંયમનું, આટલાં આકરાં નિયમો ને મર્યાદાઓનું, પાલન કરવાનું માનવજાતિના મોટા ભાગનું ગજું નથી. એમની આ માન્યતાને કૅપ્ટન લિડેલ હાર્ટનો ટેકો છે. કૅપ્ટન હાર્ટ કહે છે કે અહિંસક પ્રતિકાર યા સત્યાગ્રહે

કેટલેક પ્રસંગે ભારે શક્તિ બતાવી છે ખરી; પણ સત્યાગ્રહ વડે મોટી ને લાંબી લડત જીતવા માટે જોઈએ એટલું સામુદાયિક નૈતિક નિયમપાલન કોઈ રાષ્ટ્ર ટકાવી શકે કે કેમ એ વિષે એમને શંકા છે.

આ પ્રતિષ્ઠિત પુરુષોનો અભિપ્રાય છે, પણ હું માનું છું કે તે ભૂલભરેલો છે. આ બે ટીકાકારો, તેમજ બીજા ઘણા વિચારશીલ, શુભેચ્છક લોકો, એમ માની લે છે કે જનસમુદાયને શૂરાની અહિંસાની ટેવ પાડવા માટે જે તાલીમ આપી શકાય એવી છે તેનો સંબંધ માત્ર આત્માની સાથે જ છે.

આ પુસ્તકમાં હું એ બતાવવા ઇચ્છું છું કે લશ્કરી તાલીમની પેઠે અહિંસાની તાલીમમાં પણ શારીરિક કવાયત અને નિયમપાલનની જરૂર રહે છે; અને એવી તાલીમ હાથકામ વાટે મેળવી શકાય.

એક વાત શરૂઆતમાં જ સમજવા જેવી છે. હું જે કાર્યક્રમ સૂચવું છું તેની આર્થિક દૃષ્ટિએ ઉપયોગિતા છે, ને તેનાં આર્થિક પરિણામો ચોક્કસ આવવાનાં. પણ હું અહીં તો તે મુખ્યત્વે અહિંસા માટેની શારીરિક કેળવણી તરીકે જ સૂચવું છું. જેમ કોઈ લશ્કરી અમલદાર પોતે તો મોટરમાં બેસીને જવાનું પસંદ કરે છે, અને જાણે છે કે એ રીતે તે ધારેલે સ્થળે વધારે જલદી પહોંચશે; છતાં પગપાળા લાંબી કૂચો કરવામાં જે તાલીમ રહેલી છે તેની ઉપયોગિતા તે સમજે છે. તે જ પ્રમાણે અહિંસાવાદી માણસ કબૂલ કરે છે કે હાથકામથી ઉત્પાદનના જથામાં ઘટાડો થશે; છતાં તે તાલીમને ખાતર હાથકામ કરે છે.

લશ્કરી તાલીમની કેટલીક અસરનો આપણે ક્ષણભર વિચાર કરીએ. એવી તાલીમ વખતે તાલીમની જગાએ રણક્ષેત્રના જેવી સ્થિતિ જેટલી આબેહૂબ ખડી કરી શકાય તેટલી કરવામાં આવે છે; તેથી એવી કવાયતથી માણસો હથિયાર વાપરવામાં પલોટાય છે. સારામાં સારી લશ્કરી તાલીમમાં સતત કવાયત ને બીજી નિયમપાલનવાળી

પ્રવૃત્તિઓને લીધે માણસોમાં તાત્કાળિક આજ્ઞાપાલનની ટેવ પેદા થાય છે; સ્વમાન અને મર્યાદિત સ્વાશ્રય કેળવાય છે; આત્મવિશ્વાસ આવે છે; અને સંયમ ને આપભોગની શક્તિ વધે છે. એ તાલીમથી માણસમાં વફાદારી, દૃઢતા, ધ્યેયપ્રાપ્તિની એકાગ્રતા, અને બાકીના લશ્કર જોડે ઐક્યની ભાવના વગેરે ગુણો ખીલે છે. રાષ્ટ્રહિતને સારુ કષ્ટ વેઠવાની શક્તિ આવે છે; અને વ્યક્તિગત સુખ કરતાં મોટા ધ્યેયની પ્રાપ્તિ માટે કામ કરવામાં સુવ્યવસ્થા ને સહકાર કેટલાં અગત્યનાં છે તે એને સમજાય છે. સામાન્ય માણસોમાં એવું ભાન જાગે છે કે અમે દેશની માલમતાના રક્ષક છીએ, નિઃશસ્ત્ર ને બિનલડાયક પ્રજાના રક્ષક છીએ, ને રાજ્યના રક્ષક છીએ. એથી તેમનામાં સ્ફૂર્તિ અને હિંમત આવે છે.

આટલા ગુણો આ તાલીમથી ખીલે એ કંઈ નાનીસૂની સિદ્ધિ ન કહેવાય. એને મુકાબલે આવી શકે એવાં પરિણામો નિપજાવવા માટે અહિંસક સત્યાગ્રહી પાસે કેવી જાતની તાલીમની યોજના હોવી જોઈએ?

## સક્રિય કામની જરૂર

એક વાત હવે ઘણા લોકો સમજતા ને સ્વીકારતા થયા છે. અહિંસક પ્રતિકાર કે સત્યાગ્રહની લડતમાં માત્ર શાંતિ ધારણ કરીને બેસી રહેવાનું જ હોય તો તે લડતમાં વિજય ન મળે, તેમ તેનાથી સામા પક્ષનો હૃદયપલટો પણ ન થાય. અહિંસા એ શૂરાનો મારગ છે. એ રચનાત્મક કામ રૂપે પ્રગટ થવી જોઈએ. કોઈ પણ લડતને પ્રસંગે એકલા જુવાનોમાં જ નહીં પણ ચારિત્ર્યવાન ને જોમવાળા સહુ માણસોમાં કંઈક કામ કરી બતાવવાની તમન્ના જાગે છે. પ્રવૃત્તિ તો આપણે સહુએ કરવી જોઈએ. પણ એ પ્રવૃત્તિ બુદ્ધિપુરઃસર થાય એ જરૂરનું છે. આપણે જે કામ કરીએ તે એવું હોવું જોઈએ જેથી તે વખતની લડતમાં તો આપણે ધારીએ એવું સમાધાન થાય જ,

પણ તે ઉપરાંત એ કામને પરિણામે સ્થાયી સુવ્યવસ્થા, સુરક્ષિતતા, સ્વતંત્રતા, ને નૈતિક સમાનતા સ્થપાય, અને સમાજમાં પરસ્પર આદર, મિત્રભાવ, સંપ ને શાંતિ પેદા થાય. એ કામ સક્રિય હોવું જોઈએ. વાતચીતનો એ કામમાં સમાવેશ ન થાય. વળી તે એવું હોય કે તેમાં દરેક માણસ ભાગ લઈ શકે. આવું કામ કરવાનો કાર્યક્રમ ન રાખવામાં આવે તો ઘણા અહિંસાવાદીઓ પોતાની શ્રદ્ધા ટકાવી શકવાના નથી. સક્રિય કામની જરૂર નૈતિક તેમજ માનસિક દૃષ્ટિએ એટલી બધી છે કે એના વિના ચલાવી શકાય જ નહીં. આલબર્ટ આઈનસ્ટાઈન, બરટ્રેંડ રસેલ, એ. એ. મિલ્ન, અને બીવરલી નિકલ્સ જેવા વિખ્યાત અહિંસાવાદીઓની શ્રદ્ધા ડગી ગઈ, એનું કારણ મને તો એ લાગે છે કે તેમનામાં શારીરિક કામ વિષે આસ્થા નહોતી ને તેઓએ કદી એવું કામ કર્યું પણ નહોતું.

## માનસિક કારણો

ઘણાખરા લોકો શારીરિક ક્રિયા દ્વારા જ શીખી શકે છે. મોઢેથી કરેલું વિવેચન એમને માટે પૂરતું થતું નથી. ગણિત જેવા બૌદ્ધિક વિષયોને વિષે પણ આ વાત સાચી છે. સામાન્ય કોટિનો વિદ્યાર્થી પોતાને હાથે આકૃતિઓ ન દોરે કે દાખલાની રકમ ન લખે ત્યાં લગી તેને એ વિષયની ખરેખરી સમજ પડતી નથી; એ વિષયનો તાદૃશ ચિતાર તેની નજર આગળ ખડો થતો નથી, ને એમાં શીખવાતી વસ્તુ એને આત્મસાત્ થવા પામતી નથી. તેમ જ કોઈ કલ્પનાને પણ પ્રત્યક્ષ ક્રિયા વાટે અજમાવીને કસી ન જોવાઈ હોય ત્યાં લગી તે કલ્પનાનું રહસ્ય શું છે ને તેમાંથી શું શું ફલિત થાય છે એ સમજી શકાતું નથી. ઘણાખરા માણસો જીવનની મુખ્ય તૃપ્તિઓ ને આહ્લાદો શારીરિક ક્રિયા અને ભૌતિક ઇંદ્રિયો દ્વારા મેળવે છે. વળી ભાવનાઓનો વિકાસ પણ અમુક પ્રકારનાં સર્જનાત્મક કામમાંથી થાય છે. અને એકનું એક કામ ફરીફરીને કરવામાં આવે એટલે

તેમાંથી ટેવો પેદા થાય છે. મનમાં ઘડેલી કલ્પનાઓ વ્યવહારમાં ચલાવવા માટે પણ કંઈક શારીરિક કામ જ કરવું પડે છે. તેવા કામ વિના એ કલ્પના અમલમાં ઊતરી કદી જ ન શકાય. એટલા માટે, કોઈ પણ પ્રકારની કવાયત, કોઈ પણ પ્રકારની તાલીમ, કોઈ પણ પ્રકારની ટેવ પાડવાનો પ્રયત્ન — એ બધામાં સૌથી મુખ્ય સ્થાન શારીરિક ક્રિયાઓને જ અપાવું જોઈએ. લશ્કરી, ઔદ્યોગિક, વૈજ્ઞાનિક, ધાર્મિક, કોઈ પણ પ્રકારની મોટી તાલીમ કે શિસ્ત લો, તેમાં આમ જ હોવું જોઈએ.

અહિંસક સત્યાગ્રહી માટેનું શારીરિક કામ કેવા પ્રકારનું હોય? મારી સૂચના એ છે કે તે એવું કંઈક કામ કરે જેમાં હાથ વાપરવા પડતા હોય — શરત માત્ર આટલી કે (૧) એ કામમાંથી સમાજને, ખાસ કરીને ગરીબ અને બેકારને, ઉપયોગી ને લાભદાયક એવી કંઈક ચીજ પેદા થવી જોઈએ; અને (૨) એ કામ એવી જાતનું હોવું જોઈએ કે ગરીબો ને બેકારો જાતે તે કરી શકે, ને એ રીતે સ્વમાન જાળવીને કંઈક પૈસા મેળવી શકે. આ મર્યાદાને લીધે અહિંસાની તાલીમ શસ્ત્રયુદ્ધની તાલીમ કરતાં વધારે નીતિમય અને વધારે પ્રભાવશાળી નીવડે છે.

આ કામમાં પણ અનેક પ્રકારોને માટે અવકાશ છે. એ પ્રકાર કયા કયા હોઈ શકે તેની ચર્ચા આપણે આગળ ઉપર કરીશું. આવા કામની કિંમત બેવડી છે: એક તો તે સમાજને ઉપયોગી થઈ પડે છે ને માણસોમાં પરસ્પર ભાઈચારો વધારે છે; અને બીજું, તે કરતાં કરતાં અહિંસાને માટે જરૂરી તાલીમ મળી રહે છે.

મનુષ્યનો શારીરિક વિકાસ જે ક્રમે થવા પામ્યો છે તેનો વિચાર કરી જોતાં પણ એમ જણાય છે કે અહિંસાની તાલીમ માટે હસ્તવ્યવસાય — હાથની મહેનત — એ જ સારામાં સારું સાધન છે. માણસને પશુથી જુદો પાડનાર શારીરિક લક્ષણ તે માણસનો હાથ

છે — પશુને હાથ નથી ને માણુસને છે. એ હાથ વડે માણુસ ઓજારો વાપરી શકે છે. કુદરત ઉપરની આપણી સત્તાનું, તેમજ કુદરતી બળો સાથેના આપણા સજ્ઞાન, નિકટ અને સક્રિય સંબંધનું, પ્રથમ સાધન અને પ્રતીક તે ઓજાર છે. ઓજારો વાપરતાં વાપરતાં જ માણુસને કાર્યકારણુના નિયમની પહેલવહેલી ઝાંખી થયેલી. બાહ્ય જગતમાં કાર્યકારણુનો નિયમ કેવી રીતે કામ કરે છે તેનું અવલોકન કરતાં ને તેની માહિતી મેળવતાં તે આત્માના આંતરિક વ્યાપારો સમજવા લાગ્યો; અને પોતાના મનના વ્યાપારોનું અવલોકન ને પૃથક્કરણુ તટસ્થભાવે કરવાની તેની શક્તિ ખીલવા લાગી. કોઈ પણુ કામમાં હાથ અને આંખનો મેળ સાધવાના ને તેમનો સંયુક્ત ઉપયોગ કરવાના પ્રયત્નમાંથી તેનામાં આત્મભાન પેદા થયું, તેના મનમાં અસ્મિતાનો ઉદય થયો. મનુષ્યના આખા વિકાસક્રમમાં હાથે અને ઓજારોના ઉપયોગે મનના વિકાસને ઘણો વેગ આપ્યો છે ને એ વિકાસ પર ઊંડી અસર પાડી છે. ઓજારોનો લાંબા વખત સુધી સતત ઉપયોગ કરવાને લીધે આપણાં વિચારો, લાગણીઓ ને ભાવનાઓને વ્યવસ્થિત રૂપ આપવામાં, ભલે સૂક્ષ્મ પણુ, ઘણી મદદ થાય છે; અને જે કંઈ સાધનો આપણુને સંજોગવશાત્ પ્રાપ્ત થયાં હોય તેનો સદુપયોગ કરી આપણું કામ સારી રીતે સાધી લેવાનું સામર્થ્ય આપણામાં છે એવો આત્મવિશ્વાસ આપણુને આવે છે. જ્યારે જ્યારે આપણે ઓજાર વાપરીએ ત્યારે ત્યારે આપણા જ્ઞાનતંતુને અને આપણી બુદ્ધિને આવો અનુભવ થાય છે. એનો એ અનુભવ ઘણીવાર ફરીફરીને થાય એટલે તેની ઉપર જણાવી એવી અસરની જમાવટ થતી જાય છે. અને એમાંથી જે શ્રદ્ધા, આત્મવિશ્વાસ, કલ્પનાશક્તિ, આત્મગૌરવ અને સ્વમાન જન્મે છે તેનો કદી નાશ થવા પામતો નથી.

મનનાં વિચારો, કલ્પનાઓ ને તરંગોના ઘોડા દોડાવનારા ને તેમાં જ રચ્યાપચ્યા રહેનારા બુદ્ધિજીવી લોકોને હાથમહેનતમાં આટલા બધા લાભ રહેલા છે એ કબૂલ કરવું કદાચ વસમું લાગશે.

પણ એ લાભોને વિષે ઉપર જે કહ્યું છે તે સાવ સાચું છે એમ અનુભવે પુરવાર થાય છે. એક અંતિમ કોટિનો દાખલો લઈએ. ઘણાને ખબર હશે કે માનસિક રોગોની ઇસ્પિતાલોમાં, જે દરદીઓ હમેશાં અતિશય ચિંતાગ્રસ્ત ને ગમગીનીમાં ગરકાવ રહેતા હોય તેમને ઉપચારરૂપે માત્ર હાથથી કરવાનું કંઈક કામ અપાય છે. દરદીઓમાં સ્વમાન, રસ, આશા ને હિંમત જતાં રહેલાં પાછાં લાવવાનો એ સૂક્ષ્મ પણ રામબાણ ઉપાય ગણાય છે. હસ્તવ્યવસાયની આ ઉપચાર-પદ્ધતિમાં એમ મનાય છે કે દરદી પોતાને હાથે બનાવેલી ચીજો વાપરે તેને લીધે તેના મનમાંથી ઊડી ગયેલાં રસ અને સ્વમાન ફરી જન્મવા પામે છે.

## પ્રારંભિક શંકાઓ

આ વિષય આગળ ચલાવતા પહેલાં એક તીખી ટીકાનો જવાબ આપવો જરૂરનો છે. શંકાશીલ માણસ કદાચ કહેશે : "તમારા કહેવા પ્રમાણે તો હાથકામની અસર એટલી પ્રબળ, સચોટ અને સ્થાયી છે કે તે કામ કરતાં કરતાં માણુસને અહિંસક રહેવાની ટેવ જ પડી જાય છે. તમારું આ કથન જો સાચું હોય, તો ખેડૂતો તથા શહેરમાં હાથમજૂરી કરનારા લોકો, જેમની સંખ્યા રાષ્ટ્રમાં બીજા બધા વર્ગોની સામટી સંખ્યાના કરતાંયે મોટી હોય છે, તેઓ-આગામી શત્રુની સામે અહિંસક પ્રતિકાર કે સત્યાગ્રહની યશસ્વી લડત ચલાવવાને સારુ અત્યારે કેમ તૈયાર નથી ? એ બધા, સોલ્જરોની પેઠે, જાગરૂક, ચપળ, અને લડતના કોઈ પણ કામને માટે ખડે પગે તૈયાર કેમ નથી ? આપણા (અમેરિકાના) દક્ષિણ ભાગના પર્વતોમાં રહેનારા લોકોની પેઠે જેઓ સર્વાંશે હાથનાં ઓજારો ઉપર જ આધાર રાખે છે તેઓ ક્રિયાત્મક અહિંસાને માટે વિશેષ વિખ્યાત શા સારુ થયેલા નથી ?"

આ સમસ્યાનો જવાબ ત્રણ ભાગમાં આપવો પડશે : (૧) ખેતીમાં તેમજ કારખાનાંમાં હાથમહેનત કરનારા ઘણાખરા શ્રમજીવીઓ,

વ્યક્તિ તરીકે, એવી લડત ચલાવવાની શક્તિ સાચે જ ધરાવે છે. મિલમજૂરોની ઘણીખરી હડતાળોમાં અહિંસા બહુ મોટા પ્રમાણમાં જળવાઈ રહે છે, એ એને પુરાવો છે. હડતાળોમાં અહિંસા સારી પેઠે જળવાય છે એ વાત સાચી છે. મજૂરોમાં ભળી, ઉશ્કેરણી કરી, તોફાન કરાવનારાઓ, અને પોલીસો કેટલીકવાર એ અહિંસા ભંગાવી શકે છે, અને ઘણાંખરાં છાપાંના તંત્રીઓ હડતાળો હિંસક હોવાનો ભાસ પેદા કરવા મથે છે, તોયે જે હકીકત સાચી છે તે તો સાચી જ રહેવાની. અનુભવી અખબારનવીસો અને હડતાળોને નજરે નિહાળનારા બીજાઓ સાક્ષી પૂરશે કે એ વાત ખરી છે. અહિંસાવાદી નેતાઓ મળી આવે ત્યારે હાથમહેનત કરનારા મજૂરો અદ્ભુત સંયમ બતાવે છે. અહિંસા માટેની મજૂરોની આ તૈયારી તે હાથમહેનતની તેમના ચારિત્ર ઉપર થતી અસરનું પરિણામ છે, એમ મારું માનવું છે. એ અસર કેવી રીતે થાય છે એ આગળ સમજાવવામાં આવશે. પણ એ મજૂરો અત્યારે લાંબી સામુદાયિક અહિંસક પ્રતિકાર યા સત્યાગ્રહની લડત ચલાવવાને તૈયાર નથી એ વાત સાચી. એનું મુખ્ય કારણ એ છે કે એક તો તેમનામાં રાજકાજની કુનેહ કે આવડત નથી; અને બીજું નેતાઓ મેળવવા માટે જે મધ્યમ વર્ગના લોકો ઉપર આધાર રાખવા તેઓ ટેવાયેલા છે એ વર્ગ જોડે તેમનું તાદાત્મ્ય કે અનુસંધાન નથી. વળી ઘણાખરા લોકોને અહિંસાની શક્તિ વિષે સમજ કે આસ્થા નથી. નેતાઓમાંથી પણ બહુ ઓછા તે સમજે છે.

વળી, એકલી હાથમહેનતની પ્રવૃત્તિ હોય, ને તેનું સુકાન ચલાવનાર સમજશક્તિ ન હોય, તો એવી પ્રવૃત્તિમાંથી દીર્ઘ ને અવિરત સામુદાયિક સત્યાગ્રહની તાલીમ ન મળી શકે. જેના સાંચા ભેગા કર્યા ન હોય કે છૂટા પાડી નાખ્યા હોય એવા ઘડિયાળના જેવી આ સ્થિતિ થઈ. ઘડિયાળના બધા ભાગનો એક અસ્તવ્યસ્ત ઢગલો પડ્યો છે. ઘડિયાળ ચાલતું કરવા માટે એ ભાગોને એક ચોક્કસ આકારમાં ગોઠવવા જોઈએ, જેથી પ્રત્યેક ભાગ બીજા પ્રત્યેક ભાગના

અનુસંધાનમાં રહીને વ્યવસ્થિત રીતે ચાલી શકે. એવું જ હાથકામની બાબતમાં છે. બુદ્ધિપૂર્વક, અને અહિંસાનો સંપૂર્ણ અર્થ ને તેમાંથી ફલિત થતી વસ્તુઓ બરાબર સમજી તેની સાથે અનુસંધાન રાખીને, હાથકામ કરવામાં આવે ત્યારે એકલદોકલ માણસને પણ તેમાંથી અહિંસાની તાલીમ મળી રહે છે. સમજપૂર્વક રચેલી એક યોજનાના ભાગ તરીકે મોટા પાયા પર, બીજા ઘણાની સાથે મળીને, એ કામ કર્યું હોય, અને તેની સાથેસાથે સામાજિક કે રાજકીય સુધારાના અહિંસક કાર્યક્રમના અર્થ વિષે ને તેના સંચાલન વિષે અડધીપડધી કે પૂરેપૂરી સમજ હોય, ત્યારે એ કામમાંથી સારામાં સારી સામુદાયિક તાલીમ મળી શકે છે.

એકનું એક કામ અજ્ઞાનથી થાય ને સમજીને થાય એ બેનાં પરિણામમાં ઘણો જ ફરક પડી જાય છે. દાખલા તરીકે, કોઈ છોકરો આલેખન (ડ્રૉઇંગ)માં કુશળ હોય, પણ તેને અક્ષરગણિત, ભૂમિતિ ને ત્રિકોણમિતિનું જ્ઞાન ન હોય, તો તે ત્રિકોણમિતિનાં આકૃતિ અને પ્રમેયની નકલ કરી કાઢશે ખરો, પણ તેની તેના મન પર કશી અસર પડવા નહીં પામે. બીજો એક છોકરો બીજગણિત ને ભૂમિતિ જાણતો હોય, ને આ પ્રમેય લગીની ત્રિકોણમિતિ ભણ્યો હોય, તો તે હાથ અને આંખની ક્રિયાઓ તો પહેલા છોકરાના જેવી જ કરશે, પણ તેનું પરિણામ સાવ જુદું જ આવશે. એ ક્રિયાઓનો અર્થ ને આશય તે સમજશે; એ જ્ઞાનનો ઉપયોગ ક્ષેત્રમાપનમાં તત્કાળ થઈ શકે છે એમ જાણીને તેને કદાચ હર્ષ પણ ઊપજશે; અને પછી કદાચ તેને ક્ષેત્રમાપન કરનાર ટુકડીમાં કામ પણ મળી શકે, સરસ ને મનગમતી નોકરી મળી જાય, અને તે સમાજને આત ઉપયોગી એવો કોઈ પુલ કે રસ્તો બનાવવાની યોજનામાં સુંદર ફાળો આપી શકે. પોતાની સીસાપેનથી પેલી એક આકૃતિ એણે સમજપૂર્વક દોરી તેને લીધે કદાચ તેનું આખું જીવન બદલાઈ જાય, અને તેને બધી નવી જ જાતની ટેવો પડે. લોકો જ્યારે કોઈ કાર્યક્રમ સમજી લે છે,

તેની પાછળ રહેલા ધ્યેયની તેમને ઝાંખી થાય છે, ને એ ધ્યેય તેમને ગમી જાય છે, ત્યારે એ કાર્યક્રમની સિદ્ધિ માટે ઉત્સાહ, શક્તિ, ને અડગ નિષ્ઠાનાં કેવાં પૂર રેલાય છે! બાલચમૂ, સીનફીનનો આરંભ-કાળ, ને મધ્યયુગનાં ખ્રિસ્તી પ્રજાનાં ધર્મયુદ્ધો એ એનાં બહુ સુંદર ઉદાહરણો છે.

જે દક્ષિણના પર્વતવાસીઓની ટીકાકારે વાત કરી છે તેમની હાથમહેનતની પાછળ કંઈ ઉચ્ચ ધ્યેય સાધવાનો વિચાર અથવા ઊંડી સમજ હોતાં નથી. એ કામ મોટે ભાગે વ્યક્તિગત હોય છે; અને સામાજિક ફેરફાર કે સુધારાનો કાર્યક્રમ પાર પાડવાને સારુ કોઈ સમુદાયે ભેગા મળીને કામ કરવાની જે યોજના હોવી જોઈએ તેવી આમાં હોતી નથી. તેથી સ્થાયી અહિંસા માટેની તાલીમ એમાંથી મળી શકે નહીં.

આજના હાથમહેનત કરનારા મજૂરોને એમના મજૂરીના કામમાંથી જ સામુદાયિક અહિંસાની તાલીમ નથી મળી રહેતી, તેનું એક ત્રીજું કારણ છે. તે એ કે જ્યાં એ લોકોને સમુદાયમાં મળીને કામ કરવાનું હોય છે ત્યાં પણ એ સમુદાય રચવાનો મુખ્ય હેતુ ઉદ્યોગમાં કે વેપારમાં હરીફાઈ ચલાવવાનો હોય છે. આ વિષયમાં મિલમજૂરો અને દલાલોની જેવી સ્થિતિ હોય છે તેના જેવી જ ઘણા-ખરા ખેડૂતોની પણ હોય છે. આજના જમાનાની પરિસ્થિતિમાં મોટા પાયા પર હરીફાઈવાળા ઉદ્યોગધંધા ને વેપાર ચલાવવા એ આર્થિક વિગ્રહ જ કહેવાય. આ પ્રકારના વિગ્રહમાં અહિંસાને અવકાશ નથી રહેતો.

કેટલાક લોકો કહે છે: “અહિંસાની તાલીમ માટે હાથકામ કરવાની તમારી કલ્પનામાં અમને તો નાઝી જર્મની ને ફાસિસ્ટ ઈટલીમાં જુવાનોને અપાતી તાલીમની ગંધ આવે છે, ને તેથી તે અમને ગમતી નથી.” આને વિષે તો એટલું જ કહી શકાય કે જગતમાં

સર્વ સારી વસ્તુઓનો દુરુપયોગ કરી શકાય છે, ને સારી વસ્તુઓને ખરાબ સિદ્ધાંતો ને આદર્શો સાથે જોડી શકાય છે. એટલે આ ટીકાકારને તો એ જ જવાબ છે કે "આ પુસ્તકમાંની બધી ચર્ચા વાંચી જોજો, ને પછી અભિપ્રાય બાંધજો."

## હાથકામની અસર લશ્કરી તાલીમ જેટલી જ

ઘણા માણસો એકદમ માની નહીં શકે, પણ કાળજીપૂર્વક ને તટસ્થભાવે પૃથક્કરણ કરી જોતાં જણાય છે કે આજ્ઞાપાલન, સ્વમાન અને સ્વાશ્રય, સંયમ અને આપભોગ, દૃઢ સંકલ્પબળ, બીજાઓ પરત્વે ઐક્યભાવના, સામાન્ય હાડમારીઓ સહન કરવાની શક્તિ, સુવ્યવસ્થા ને સહકારની ભાવના, ચપળતા, હિંમત, મનની શાંતિ અને સ્વસ્થતા, હિંસક શસ્ત્રાસ્ત્રોની જગાએ વપરાતા અહિંસક ઉપાયો વાપરવાની ટેવ અને આવડત, વગેરે જે કીમતી ગુણો લશ્કરી તાલીમ વડે ખીલે છે તે જ ગુણો મોટા પાયા પર, નિયમિત રીતે, ને સમજપૂર્વક કરેલા હાથકામથી પણ વિકસે છે. એ વસ્તુ જરા વધારે વીગતથી સમજાવું.

## આજ્ઞાપાલનની ટેવ

લશ્કરી તાલીમથી માણસને ઉપરી અમલદારોના હુકમોનો તાત્કાળિક અમલ કરવાની ટેવ પડે છે. અહિંસક લડતમાં, આગેવાનનાં ફરમાનનો તાબડતોબ અમલ કરવાના કેટલાક પ્રસંગો આવશે ખરા; પણ મુખ્ય આજ્ઞા તો પોતાના અંતરાત્માની ને પોતાના આદર્શોની જ માનવાની રહેશે. એવી તાલીમના કાર્યક્રમમાં હાથકામ ઉપરાંત મનન અને ધ્યાનને પણ સ્થાન આપવું પડશે. ધ્યાનમાં આપણે અંતરાત્માની આજ્ઞા સાંભળીએ છીએ; અંતરાત્મા પર જામી ગયેલા રાખના થર ઉખાડી તેને પ્રજ્વલિત, ભાવનાશીલ ને વિશાળદર્શી બનાવીએ છીએ; અને તેને સમજુ ને વ્યવહારકુશળ બનવામાં મદદ કરીએ છીએ. ધ્યાનથી આદર્શોનાં ઊંડાણ ને વિસ્તાર વધે છે ને તેમાં નવું બળ પુરાય છે. આગેવાન પણ આપણી પેઠે જે અહિંસક

પ્રતિકાર કે સત્યાગ્રહના સિદ્ધાંતોને માને છે ને અનુસરવા મથે છે એ સિદ્ધાંતોનું જો પૂરેપૂરું આકલન થાય, અને એ સિદ્ધાંતોની લોકોનાં મન અને હૃદય પર કેવી રીતે અસર થવા પામે છે તે સમજાય, તો આગેવાનનાં ફરમાનો પાળવામાં ઘણી જ સરળતા થવા પામે, ને એ ફરમાનો હોંશેહોંશે પાળી શકાય.

### સ્વમાન, સ્વાશ્રય અને સંયમ

હાથકામ કરનારને એ કામ કરતાં એવું ભાન થાય છે કે તે કંઈક ઉદ્યમ કરે છે, તેનામાં હસ્તકૌશલ છે, અને તેણે એવી કંઈક ચીજ પેદા કરી છે જેનો તાત્કાળિક ઉપયોગ થઈ શકે એમ છે, જેના કંઈક પૈસા ઊપજી શકે એમ છે, અને જે કદાચ સુંદર પણ હોય. આ ભાનમાંથી તેના મનમાં સ્વમાન પેદા થાય છે.

હાથકામથી સ્વાશ્રયનો ગુણ પણ કેળવાય છે. શહેરમાં રહેનારાઓ, બુદ્ધિજીવીઓ, જ્ઞાન અને શ્રમના ઘણા નાના નાના વિભાગ પાડી એવા એકાદ વિભાગમાં જ નૈપુણ્ય મેળવવાથી યંત્રોના ઉપયોગની બાબતમાં અસહાય ને પરાશ્રયી બની ગયેલા લોકો, એ સહુને આવી સ્વાશ્રયની શક્તિ ખીલવવાની વિશેષ જરૂર છે. જગતમાં અત્યારે આર્થિક મંદી ચાલી રહી છે ને સર્વ રાષ્ટ્રોના મધ્યમ વર્ગો નિર્ધન બની રહ્યા છે, એવે વખતે આપણે ક્યારે ખરેખરા કંગાલ બનવા વારો આવશે એની આપણામાંથી કોઈને ખબર નથી. એવે વખતે પોતાના અંગત વાપરની ચીજો જાતે બનાવી લેવાની ટેવ પાડવાથી લાભ છે. એથી એક વિશેષ પ્રકારનો સંગીન ને સ્થાયી સ્વાશ્રય ને આત્મવિશ્વાસ આપણાં મનમાં પેદા થાય છે; ધાંધલ અને શોરબકોર કરી મૂકનારો નહીં, પણ શાંત, સ્વસ્થ, સુખદ પ્રકારનો સ્વાશ્રય. સોલ્જરના કરતાં સત્યાગ્રહીને સ્વાશ્રયની જરૂર વધારે પડે છે; કેમકે ઘણીવાર સત્યાગ્રહીને પોતાના સાથીઓની સોબત અને હૂંફ ન હોય એવી જગાએ એકલા લડત ચલાવવી પડે છે.

સ્વાશ્રય અને આત્મવિશ્વાસના ગુણ ખીલ્યા પછી માણસમાં જવાબદારી ઉઠાવવાની તૈયારી આવે છે. આને લીધે, જરૂર પડયે, ઘણા નેતાઓ મળી રહેવાની સગવડ થાય છે. કોઈ પણ હિલચાલમાં સારા નેતૃત્વની આવશ્યકતા દેખીતી છે, અને તે બહુ ઉપયોગી થઈ પડે છે.

માણસ દરરોજ, એક ટેવ કે નિત્યનિયમ તરીકે, શાંત અને સ્વસ્થ રીતે હાથકામ કરે તેથી, અને કોઈ પણ પ્રકારના હસ્તકૌશલને માટે આંખ, આંગળાં, પોંચા અને બાવડાં એ બધાંનો સૂક્ષ્મ મેળ સાધવામાં જે આવડત અને ધીરજ જોઈએ તેનાથી, મન અને હૃદયનો સંયમ કેળવાય છે અને શરીર ઉપર કાબૂ રાખવાની ટેવ પડે છે.

રોજ એક કલાક કે વધારે વખત હાથકામ કરવું એ કેટલાક લોકોને મોટો આપભોગ આપવા જેવું કદાચ લાગે. સાચી વાત એ છે કે હાથકામ આપણને આપભોગની આવશ્યકતા, તેનો અર્થ, અને તેનાં સુપરિણામ સમજવામાં મદદ કરે છે, અને એ રીતે આપભોગ કરવાનું બળ આપે છે. આપભોગમાં માત્ર કોઈક વસ્તુ છોડી દેવાની કે જતી કરવાની વાત નથી હોતી. તેમાં તો વધારે સારી વસ્તુ પ્રાપ્ત કરવાને માટે ઓછી સારી વસ્તુ જતી કરવાની હોય છે.

## દૃઢ સંકલ્પબળ

સોલ્જર દરરોજ કવાયતના મેદાન પર જઈને કવાયત કરે એનાથી કેળવાય છે એટલું જ દૃઢ સંકલ્પબળ દરરોજ શાંતિ ને સ્વસ્થતાથી, અને એક અચૂક નિયમ તરીકે, કરેલા હાથકામથી પણ આવે છે. એનું માનસિક કારણ આ છે: સંકલ્પબળમાં બે વસ્તુ જોઈએ — એક તો જે કામ થઈ શકે એવું હોય તેના સ્વરૂપ વિષે પોતાના મનમાં સ્પષ્ટ ને ચોકસ કલ્પના હોય; અને બીજું ધાર્યે માર્ગે કામ કર્યે જવાની શક્તિ આપે એવી ઉત્તેજનાઓ બહારથી એકધારી મળ્યાં કરતી હોય અને તેનો ઉપયોગ થતો હોય. આ બંને

વસ્તુ લશ્કરી તાલીમમાં મળી રહે છે, અને તેનાથી સોલ્જરોનાં મન પર ભારે અસર થાય છે, એ નિર્વિવાદ છે. આપણે અહીં ચર્ચીએ છીએ એ પ્રકારના હાથકામમાંથી પણ આ બે વસ્તુ મળી આવે છે. હાથકામ કરનારાઓ ઉપર એની શી અસર થવા પામે છે એ સમજવાને હજુ વધારે અવલોકનની જરૂર છે.

### બીજાઓ પરત્વે ઐક્યભાવના

જે માણસ, કોઈ સંઘના (બને તો કોઈ રાષ્ટ્રવ્યાપી સંઘના) સભ્ય તરીકે, દરરોજ, વિચારપૂર્વક, બુદ્ધિપૂર્વક ને વ્રતરૂપે, પોતાના હાથ વડે કામ કરે, તેનામાં થોડા જ વખતમાં પોતાના સાથીઓ પરત્વે ઐક્યની ભાવના પેદા થશે; એ વાત સમજવી અઘરી નથી. મહિનાઓ ને વરસો લગી સાથે મળીને કામ કરતાં કરતાં જે સ્નેહ બંધાય છે એના કરતાં વધારે ગાઢ ને ચિરંતન સ્નેહ બીજી બહુ ઓછી રીતે બંધાવા પામે છે. મજાની વાત તો એ છે કે એ કામ જો હાથે કરવાનું હોય તો એ સ્નેહ અને ઐક્યભાવ વિશેષ બળવાન બને છે. એનું કારણ એ છે કે માણસમાં આત્મભાન કે અસ્મિતાનો ઉદય થયો ત્યારથી માંડીને તેના આખા વિકાસક્રમમાં હાથ, મન, અને આત્મભાન એ ત્રણની વચ્ચે નિકટનો સંબંધ રહેલો છે. આપણું વિચાર કરવાનું કામ મગજના આગલા ભાગમાં ચાલે છે; ત્યાંથી જે જ્ઞાનતંતુઓ નીકળે છે તેમાંના બે-તૃતીયાંશ જેટલા મગજનો શારીરિક ક્રિયા પર અંકુશ રાખનારો ભાગ છે ત્યાં જાય છે. જ્ઞાન-તંતુઓના આ સમૂહનું કામ એ હોય છે કે શરીરની સ્નાયુશક્તિને એવી રીતે ટકાવી રાખવી ને બદલ્યે જવી કે કંઈ પણ અસરકારક ક્રિયા કરવાની હોય ત્યારે તેને માટે તે તૈયાર રહે. મન અને શારીરિક ક્રિયાની વચ્ચે નિકટનો સંબંધ છે એ વાતનો આ પુરાવો છે.

ઓજારોનો ઉપયોગ કરતાં કરતાં માણસને પોતાના મનોવ્યાપાર તપાસી જોવાની જે શક્તિ પ્રાપ્ત થઈ, તેનાથી એને વાણીનો વિકાસ

સાધવામાં ઠીકઠીક મદદ મળી હોવાનો સંભવ છે. ઓજારો અને વાણી એ બેમાંથી એની સામાજિક ઐકચની ભાવના ખીલી છે. માણસના શારીરિક વિકાસક્રમની દષ્ટિએ જોતાં મન અને હસ્તકૌશલ એ બેની વચ્ચે નિકટનો સંબંધ હોવાથી, મનુષ્યોનાં મનની સંકલના (integration)માં કંઈ પણ મોટું નવું પગલું — દા. ત. સામુદાયિક સત્યાગ્રહ — ભરાય તેની જોડેજોડે હાથકામનું પણ જોડાણ રાખવું એમાં ડહાપણ છે. એ જોડાણથી આવી હિલચાલને ઊંડો, પાકો, ને શરીરશ્રમ સાથે સંબંધ ધરાવતો, પાયો મળી રહેશે.

વળી, સ્પર્શ દ્વારા જ્ઞાન મેળવવાની શકિત હાથમાં બહુ સૂક્ષ્મ ને તીવ્ર હોય છે. એ સ્પર્શજ્ઞાનની શકિતનો મનુષ્યના મનમાં રહેલી સહાનુભૂતિની ભાવના સાથે નિકટનો સંબંધ છે; અને એ સહાનુભૂતિની ભાવના ઘણીવાર સ્પર્શ દ્વારા વ્યકત થાય છે. જે માણસ ભારે દુ:ખમાં હોય કે જેને વિષે આપણા મનમાં પ્રેમ હોય તેના પ્રત્યે સહાનુભૂતિ બતાવવાને આપણાથી તેને આપોઆપ અડી જવાય છે. એટલે, માણસ માણસ વચ્ચે ઐકચની પુનઃસ્થાપના કરવાના હેતુથી ચાલતી હિલચાલમાં, હાથ અને હાથથી થતું કામ અગત્યનો ભાગ ભજવે એ સ્વાભાવિક છે.

એટલું તો ચોક્કસ છે કે ઓજારોએ માણસોના કામને સચોટ ને ઉપયોગી બનાવ્યું છે. અને સમુદાયમાં ભેગા થઈને ઓજારો વડે કામ કરવાથી સહકારશકિત ખીલવવાનું સાધન મળી ગયું; ને તેથી એ કામના પાયા પર સમાજવ્યવસ્થાની ઇમારત રચાઈ. હાથકામ કરનાર માણસને બીજા હાથકામ કરનારાઓને વિષે માહિતી અચૂક મળે જ; અને પછી તે તેમને માણસો તરીકે, એક જ ધ્યેયવાળા સામાજિક સમૂહના સભ્યો તરીકે, સમભાવપૂર્વક સમજતાં ને ચાહતાં શીખે. આમાંના કેટલાક કામ કરનારા ખેડૂત હોય ને કેટલાક શહેરોના રહીશ હોય; એટલે ખેડૂતો ને શહેરી લોકો વચ્ચેનો સ્નેહ આ રીતે વધે ને બલવત્તર થાય.

આપણે લોકોને માટે કામ કરવું જોઈએ, એટલું જ નહીં પણ તેમની જોડે પણ કામ કરવું જોઈએ. લોકોને પૈસા આપીએ એટલું બસ નથી; તેમ પૈસા એ પ્રત્યક્ષ હાથકામની અવેજી તરીકે ચાલી પણ ન શકે. હાથકામ કરનારાઓ, બેકારો, મધ્યમ વર્ગવાળાઓ, બુદ્ધિજીવીઓ, અને ધનિકો એ સર્વ વર્ગના લોકો જો હાથકામમાં ભાગ લઈ શકે, અને એ કામ જો સર્વને માટે એક જ પ્રકારનું હોય, તો તેમાંથી એ સર્વને સમાન અનુભવ મળી રહે; માણસો લોકશાસનની ભાવનાથી પ્રેરાઈ સામુદાયિક પ્રયત્ન કરતા થાય, અને વર્ગ વર્ગ વચ્ચેનું અંતર પુરાઈ ગયું છે એમ દેખાઈ આવે. વળી એથી આગેવાનો ને અનુયાયીઓ વચ્ચે ઐક્ય સ્થપાવામાં મદદ થાય. એ કામ દરેક જણ કરી શકે એવું હોય; તેથી એ વાટે સર્વ પ્રકારના ને સર્વ વર્ગના લોકોનું, આખા સમાજનું, ને આખા રાષ્ટ્રનું સુધ્ધાં, ઐક્ય સ્થપાવા પામે.

પાંચથી બાર માણુસનાં નાનાં નાનાં જૂથ બનાવીને, જૂથમાં બેસી રોજ હાથકામ કર્યું હોય, અને એ કામ ચાલતું હોય તે દરમ્યાન અહિંસાની હિલચાલને લગતા અનેક વિષયોની ચર્ચા કરી હોય, તો એ વાટે આ ઐકયભાવનામાં વધારો જરૂર થવા પામે.

એવું કામ કરવા માટે, અને નોખી અહિંસાપ્રધાન સમાજવ્યવસ્થા રચવા માટે, અલગ અલગ, સ્વયંપૂર્ણ, નાના નાના સમાજો રચવા, એવું સૂચવવાનો મારો આશય નથી. એમ કરવું કેટલાકને માટે હિતકારક હોય, ને તેમને હું રોકવા માગતો નથી. પોતે આજે જ્યાં રહેતા હોય ને ઘરબાર વસાવ્યાં હોય ત્યાંથી ડેરાતંબૂ ઉઠાવીને બીજે ક્યાંક ચાલ્યા જવું એ બહુ જૂજ માણસોથી બની શકે; અને એ શકય હોય તોયે એમ કરવામાં ડહાપણ છે એવી આપણી ખાતરી થઈ શકતી નથી. ખરેખરી સ્વાવલંબી વસાહતને ઓછામાં ઓછા તેવીસ જુદાજુદા કુશળ કારીગરો ને તેમનાં કુટુંબોનો સમુદાય

જોઈએ, અને સો ઉપરાંત માણસોનો નભાવ થાય એટલી જમીન જોઈએ. એટલી જમીન મેળવવા ને સુધારવામાં ખરચ પણ ઘણું થાય. વળી આવી વસાહત રચવા જતાં ઘણી ટેવો એકાએક બદલવી પડે — એ કામ પણ વસમું છે. એના કરતાં બહેતર એ છે કે અહિંસાવાદીઓ સામાન્ય સમાજમાં જ વસે, અને પોતે જ્યાં હોય ત્યાં આ વિચારોનો, ઉપદેશ તેમજ આચરણ દ્વારા, પ્રચાર કરતા રહે. પણ નાનાં નાનાં જૂથ રચીને તેમજ એકલદોકલ રહીને હાથકામ કરવાથી તેમના પ્રયત્નોમાં સંગીનપણું, સાર્થકય અને સામર્થ્ય આવશે. એ સાર્થકય અમુક અંશે આર્થિક હશે. હું માનું છું કે નોખાં નોખાં સમાજો કે વસાહતો રચવા કરતાં કદાચ આ રીતે સમાજ પર આખરે વધારે ઊંડી ને સ્થાયી અસર પાડી શકાશે. પણ બંને રીતો ઉપયોગી નીવડી શકે એવી છે.

સામુદાયિક કામની આવી પરિસ્થિતિમાં, અને ઉપર જણાવેલાં નૈતિક તત્ત્વો વિકસતાં જાય તેમ તેમ, માણસોનાં મનમાં સુખ અને ઊંડો સંતોષ વધતાં જાય છે, એ વસ્તુ સહેજે સમજાય એવી છે. એ કામ જ એવું છે કે તે કરતાં કરતાં મનમાં એક જાતનો સંતોષ ઊપજે. એ બધામાંથી, હાથકામ કરનાર માણસ જે સંસ્થા સાથે જોડાયેલો હોય તેના પ્રત્યે, તેમજ આવા સંતોષ જેમાંથી મળતા હોય એ પ્રકારની પ્રવૃત્તિઓ વિષે, તેના મનમાં નિષ્ઠા ને વફાદારીની ભાવના પેદા થાય છે. આ ટેવો ને આ પરિણામો લાંબા વખત સુધી ચાલે એટલે તેમાંથી અચૂકપણે અડગ સંકલ્પબળ, અને ચોક્કસ, સ્થાયી વ્યક્તિગત તેમજ સામુદાયિક નિષ્ઠા, દૃઢતા વગેરે ગુણો આવે છે.

આવા કામમાંથી ખરેખરી ચીજો પેદા થાય તેને લીધે આ બધા ગુણો ખીલે છે; ને આ કામ અવિરત ચાલવાને લીધે એ ગુણોમાં સતત સિંચન થઇ તે બલવત્તર બનતા જાય છે. આ રીતે બનાવેલી ચીજોનો વાપર વધારે ને વધારે બહોળા પ્રમાણમાં થતો

નજરે પડે એટલે આ ગુણોના વિકાસમાં વેગ, ઝમક, ઉત્સાહ, અને સામર્થ્યનો ઉમેરો થાય છે.

આ પ્રવૃત્તિમાંથી આ જાતનો સંતોષ ને આનંદ મળવાથી, તે પ્રવૃત્તિમાં ભાગ લેનારાઓનાં મનમાં પોતાની હિલચાલને માટે, બીજાઓની સાથે રહીને, કષ્ટો વહોરવાની ને સહન કરવાની તૈયારી ને તત્પરતા આવે છે. સાથે મળીને એવાં કષ્ટો ઉઠાવવાથી માણસોની ઐક્યભાવના ને સમૂહનિષ્ઠામાં નવો વધારો થાય છે.

## સુવ્યવસ્થા ને સહકારની ભાવના

સામુદાયિક કાર્યના અનુભવથી, તથા તે કાર્યને પરિણામે બનેલી વસ્તુઓનું અને ખીલેલા ગુણોનું નિરીક્ષણ કરવાથી, માણસને એક સમાન ઉદ્દેશને માટે સુવ્યવસ્થા ને સહકારપૂર્વક કામ કરવાની જરૂર ને તેમાંથી નીપજતા લાભ સમજાય છે. એવા ઉદ્દેશની સિદ્ધિને સારુ ને આવી ઢબે કામ કરવાથી, પરસ્પર અવલંબન અને વિશ્વાસની વૃત્તિ બહુ પ્રબળપણે કેળવાય છે. ‘ હું કંઈક ઉપયોગી કામ કરું છું, અને એક સક્રિય, સબળ ને સાર્થક એવી સમાજવ્યવસ્થાનો એક અંશ છું,’ એવું જે ભાન માણસમાં પેદા થાય છે તેમાંથી તેને એક અવનવી તૃપ્તિ, ને ઊંડો આનંદ મળે છે. સુવ્યવસ્થા, સુઘડતા, જ્ઞાનપૂર્વક કેળવેલા સ્નેહસંબંધો, ‘ હું કોઈનો છું ને મારી જરૂર કોઈને પડે છે ’ એ જાતનું ભાન — માણસને જીવનમાં જે વસ્તુઓની વધારેમાં વધારે ઝંખના ને ભૂખ હોય છે તેમાંની કેટલીક ઉપર ગણાવી તે છે. ઘણા માણસોને સોલ્જરોના કે નાવિકોના કે આગગાડી ચલાવનારાઓના જીવનનું આટલું બધું આકર્ષણ ને આટલો બધો મોહ હોય છે એનું એક અગત્યનું કારણ આ છે, એમાં શંકા નથી. સુવ્યવસ્થાની ભાવના એ સમાજમાં પ્રવર્તતાં મુખ્ય ને પાયાનાં બળોમાંનું એક છે. એટલે માણસોમાં સુવ્યવસ્થાની ભાવના ને શક્તિ આવે, અને મોટી સંસ્થાના સભ્ય તરીકે હાથકામ કરીને ઉપયોગી

થઈ પડવાની આવડત આવે, તો તેથી દેશની સ્વરાજની હિલચાલને ઘણો જ લાભ થાય.

### સમાજની રક્ષા

હાથે બનાવેલી ચીજોનાં ઉત્પાદન અને ઉપયોગથી સમાજ પર ઘણી ઊંડી અસર થવા પામે છે. ખેડૂતો, શહેરી બેકારો, અને મધ્યમ વર્ગના લોકોના જીવન ઉપર હાથકામની જે ઊંડી અસર થાય છે તે આવા ઉત્પાદનમાં ભાગ લેનારાઓ પોતાની નજરે જોઈ શકશે, ને જોઈને તેમની ખાતરી થશે કે આ અસરની વાત સાચી છે. એક અસર તો એ થશે કે તવંગર અને ગરીબ વચ્ચેનાં, બેકાર અને કામવાળા વચ્ચેનાં, જુદી જુદી કોમો વચ્ચેનાં, શહેરી અને ગામડિયા વચ્ચેનાં, તથા બુદ્ધિજીવી અને આમવર્ગ વચ્ચેનાં સામાજિક ને રાજકીય અંતરો પુરાશે. હાથકામ કરનારાઓ સમજવા લાગશે કે તેઓ માલમતાના ઉત્પાદકો છે, અને પોતે સુવ્યવસ્થાના સર્જક તરીકે ભાંગેલી સમાજવ્યવસ્થાને નવેસર ઘડનાર વિશ્વકર્માઓ છે—ખુદ પોતાના આગામી રાજ્યના રક્ષકો ને નિર્માતાઓ છે. જેમ વરસાદનાં ફોરાં ભેગાં થતાં થતાં નદી બને છે અથવા, મનુષ્યના વહેવારનું દૃષ્ટાંત લઈએ તો, જેમ એકએક માણસે આપેલી કરની નાની નાની રકમ ભેગી કરતાં કરતાં સરકારની તિજોરીઓમાં કરોડો રૂપિયાની રકમ થાય છે, તે જ પ્રમાણે હાથકામમાં પણ ઘણા નાના નાના પ્રયત્નો ને નાની નાની ચીજો ભેગી થતાં તેની સામટી અસર જબરદસ્ત થવા પામે છે.

### કાર્યશકિત

આવી પ્રવૃત્તિઓથી ને આવી સિદ્ધિઓથી વ્યક્તિમાં તેમજ સમાજમાં કાર્યશક્તિનો વિકાસ કેવી રીતે થાય છે એ હવે આપણને દેખાવા માંડે છે. માણસમાં કાર્યશક્તિ અચૂક પેદા કરનારી એક વસ્તુ તે આશા છે. તેમાં શ્રદ્ધા અને પ્રતીતિ, સંખ્યાબળથી જન્મતો

ઉત્સાહ, અને બીજાઓ પ્રત્યેનો સદ્‌ભાવ — જેનું ઉચ્ચતમ રૂપ તે પ્રેમ છે — ભળે છે. વળી સુવ્યવસ્થા, સંપ અને સુઘડતાની ઉપયોગિતા સમજાય, ને પોતે તેમાં સ્વેચ્છાએ ભાગ લઈને તેના વિકાસમાં ફાળો આપે છે એવું ભાન થાય, તેનાથી પણ માણસની કાર્યશક્તિ વધે છે. હાથકામના કાર્યક્રમમાં ભાગ લેનારને આ બધી ચીજોનો લાભ મળે છે. એટલે તેની કાર્યશક્તિનો ઝરો ફૂટી નીકળે છે ને તેનો પ્રવાહ અવિરત ચાલે છે. તે જ પ્રમાણે એ કામમાં ભાગ લેનારાઓના સમૂહની સંયુક્ત કાર્યશક્તિ પણ વધે છે. દરેક માણસમાં પોતાના મહત્ત્વ વિષે ને પોતાની ઉપયોગિતા વિષે ભાન પેદા થાય, ને સમાજ સાથે તેનો જે સંબંધ છે તેનું સ્વરૂપ સમજાય, તો તેથી એ માણસને ઘણાં સુખસંતોષ થાય છે, અને જનસમુદાયમાં પ્રચંડ કાર્યશક્તિ પેદા થાય છે.

પ્રાણીશાસ્ત્રની હમણાં હમણાંની શોધખોળો પરથી એમ જણાયું છે કે સાદામાં સાદાથી માંડીને જટિલમાં જટિલ લગીના, એક જીવાણુવાળા દેહોથી માંડીને મનુષ્ય લગીના, જીવનના સર્વ પ્રકારોમાં વ્યક્તિના કરતાં સમૂહની સહનશક્તિ ને સચોટ અસર પાડવાની શક્તિ તેના સંખ્યાબળ કરતાં પ્રમાણમાં ઘણી વધારે હોય છે. દાખલા તરીકે, એક જંતુની પ્રતિકૂળ વાતાવરણમાં ટકવાની શક્તિના મુકાબલામાં, તે જ જાતનાં ત્રીસ જંતુની શક્તિ ત્રીસગણી નહીં પણ બસોગણી માલૂમ પડી હતી.

તે જ પ્રમાણે, હાથબનાવટની ચીજોના ઘણા બનાવનારા ને વાપરનારાઓની સામુદાયિક શક્તિ એક કે બે એકલવાયા બનાવનાર કે વાપરનારની શક્તિના કરતાં ઘણી જ વધારે હોય છે. એમાં માણસોની સંખ્યા જેમ જેમ વધતી જાય તેમ તેમ સામુદાયિક વેગ અને શક્તિ લગભગ ભૂમિતિ પ્રમાણથી વધે છે. એટલે કે માણસની સંખ્યા ૨ + ૨ + ૨ + ૨ = ૮ એ રીતે ચોગણી વધે, ત્યારે વેગ અને શક્તિનું પ્રમાણ ૨ × ૨ × ૨ × ૨ = ૧૬ એ રીતે વધીને આઠગણું બને છે.

## હિંમત

પાછળ એમ કહેવામાં આવ્યું છે કે સમુદાયમાં રહીને એક જ પ્રકારનું કામ કરવાથી તે કામ કરનાર સહુ માણસમાં હિંમત આવે છે. પ્રથમ દૃષ્ટિએ કદાચ આ કથન હાસ્યજનક લાગે. આવી શાંત, નીરસ પ્રવૃત્તિમાંથી હિંમત કેવી રીતે પેદા થાય ?

હિંમત એ એક અખંડ ને અવિભાજ્ય ગુણ નથી. તેમાં અનેક ધાગા હોય છે. તે સચેતન વસ્તુ હોઈ અનેક વસ્તુઓના મિશ્રણમાંથી પેદા થાય છે. હિંમત કેળવવા માટે એક આવશ્યક વસ્તુ એ છે કે પોતા બહારની કોઈકિ વસ્તુમાં એકાગ્ર મનથી પરોવાઈ જવું જોઈએ. બિલાડી તેનાં બચ્ચાં જોડે એકતાન થઈ જાય છે એ આ પ્રકારનો એક દાખલો છે. તેનાં બચ્ચાંનો બચાવ કરતાં તે પોતાનાથી અનેકગણા મોટા કૂતરા પર હુમલો કરીને તેને હાંકી કાઢશે. બચ્ચાં પરના પ્રેમને લીધે તે પોતાની જાતને ને પોતા પરના જોખમને સાવ ભૂલી જાય છે. હાથકામમાં એવી મોહકતા ને ઉત્તેજના રહેલી છે જેને લીધે ઉપાડેલા કામમાં એકાગ્રપણે પરોવાઈ જવાની શક્તિ ખીલવવામાં મદદ થાય છે.

હિંમતને માટે બીજી આવશ્યક વસ્તુ તે બીજાઓ જોડે ઐક્યની ભાવના — બીજાઓ આપણી સાથે છે, અને સામુદાયિક પ્રયાસમાં મદદ આપે છે એવું ભાન — છે. સાથીઓની સંખ્યા જેટલી વધારે તેટલી — બીજી બધી વસ્તુઓનું પ્રમાણ એકસરખું કાયમ હોય તો — હિંમત વધારે. હાથકામ કરનારાઓનો મોટો સંઘ રચાય કે તરત જ તેમાં જોડાનાર માણસના હૈયામાં ભારે ધારણ અને ઉત્સાહ આવે છે. રાષ્ટ્રની લોકસંખ્યાનો મોટો ભાગ જો ખરા દિલથી હાથકામ કરતો થઈ જાય તો તેમાંથી કેટલું બધું ઐક્ય પેદા થવા પામે !

હિંમતને માટે ત્રીજી આવશ્યક વસ્તુ તે કાર્યશક્તિ છે. હાથ-

કામના કાર્યક્રમમાં રોકાવાથી નૈતિક ને શારીરિક બળમાં જે વધારો થાય છે તેને લીધે હાથકામ કરનારની હિંમત પણ એટલી વધે છે.

મન અને આત્માની આંતરિક શક્તિઓની એકાગ્રતાને લીધે માણસમાં ચેતન, સ્વસ્થતા અને આશા આવે છે, ને તે બધાને લીધે તેની હિંમતમાં ઉમેરો થાય છે. આ બધી વસ્તુઓ પણ હાથકામમાંથી મળી રહે છે.

કેટલાક સંજોગોમાં, મારામાં સહનશક્તિ છે એવું ભાન પણ માણસને હિંમત રાખવા ને વધારવામાં મદદ કરે છે. તેથી હાથકામ જેવી ક્રિયા, જેને લીધે ધીરજ કેળવાય છે ને એકનું એક કામ ફરી-ફરીને કરવાથી થતો સામટો લાભ સમજાય છે, તે હિંમત અને નિર્ભયતામાં વધારો કરે છે. કોઈ પણ પ્રકારનાં બહારનાં બળોને અંકુશમાં રાખવાની શક્તિ મારામાં છે, એવું ભાન હિંમત વધારવામાં સહાયકર્તા છે. દાખલા તરીકે રોગચાળાને વખતે ડાકટરના મનમાં હિંમત રહે છે. હાથકામ એ એક પ્રકારની કુશળતા છે, ને તેને લીધે વ્યક્તિ અને રાષ્ટ્રને માથેથી આર્થિક સંકટનો ભય ટળી જાય છે. એવું કામ જો બહુ બહોળા પાયા પર થતું હોય, તો તેને પ્રતાપે રાષ્ટ્રને માથેથી બેકારી, ગરીબાઈ, કુસંપ, બેપરવાઈ ને નિરાશા જેવાં સામાજિક ને રાજકીય જોખમો પણ ઓછાં થવાનો સંભવ રહે.

હાથકામ કરવાથી ને તે વડે બનેલી ચીજો વાપરવાથી રહેણીમાં સાદાઈ આવે છે; અને તેટલે અંશે માણસની જરૂરિયાતોમાં ઘટાડો થાય છે, ને એ રીતે માણસના મનમાંથી આર્થિક સંકટનો ભય ઓછો થાય છે. આજના જમાનામાં આપણા ઘણાખરા ભય આર્થિક સ્થિતિ સાથે સંબંધ રાખે છે. તેથી જે વસ્તુથી આપણા આર્થિક નુકસાનનો સંભવ ઓછો થાય અને આપણું આર્થિક સ્વાવલંબન વધે તે વસ્તુ આપણી હિંમતમાં વધારો કરશે એવી ગણતરી રાખી શકાય.

વળી, હાથકામ કરવાથી ને તેની ચીજો વાપરવાથી આપણાં

વિચાર, કર્મ અને વાસનાની એકરૂપતા જેટલી વધે છે તેટલે અંશે આપણા અંતરમાં ચાલતા સંઘર્ષો ઓછા થાય છે, આપણા મનનું સમત્વ વધે છે, ને આપણી હિમ્મતમાં વધારો થાય છે. આ વસ્તુ શારીરિક કરતાં પણ નૈતિક હિંમતને વિષે વધારે સાચી છે. અને આગેવાનોને નૈતિક હિંમતની ખાસ જરૂર પડે છે, તેથી આગેવાનોને હાથકામની ઉપયોગિતા ભાર દઈને સમજાવવાની છે.

એકાગ્ર મનથી કામ કરવાનો રસ હિંમત વધારે છે; ને તેવી જ શક્તિ પ્રેમમાં પણ છે. પ્રેમમાત્ર હિંમત આપે છે. વસ્તુતઃ ભયથી સાવ વિરોધી વસ્તુ તે હિંમત નથી પણ પ્રેમ છે. હિંમત, મોટે ભાગે, પ્રતિદ્વંદ્વીઓની વચ્ચે ભિન્નતા કબૂલ રાખે છે; અને હુમલો કરનાર જે નૈતિક ભૂમિકા પર હોય તે જ ભૂમિકાએ કે લગભગ ત્યાં સુધી પહોંચીને તેના હુમલાનો સામનો કરે છે. પણ પ્રેમ તો ઊડીને વિયોગ અને સંઘર્ષની ભૂમિકાથી પાર જાય છે, અને બે પક્ષોનું ઐક્ય ભાર દઈને જાહેર કરે છે. જે કોઈ વસ્તુ પ્રેમમાં —અથવા તેના, વધારે વ્યાપક રૂપવાળા, ભાઈ સદ્દભાવમાં — વધારો કરે છે તે હિંમતને પણ વધારે છે.

સદ્દભાવનો વધારો એ એક રીતે આર્થિક સંપત્તિના વધારા જેવો છે. જે રાષ્ટ્રે બીજાં રાષ્ટ્રોની સાથે પરસ્પર સદ્દભાવનો — હેતપ્રીતનો — વિશાળ ભંડાર જમાવ્યો છે તે રાષ્ટ્રને કેટલાંક સામાજિક, આર્થિક ને રાજકીય જોખમો ખેડવાં પોસાય છે. પણ આ વિષયનું દારિદ્ય ભોગવતા રાષ્ટ્રને તે જોખમો ખેડવાનું પોસાતું નથી. પહેલા પ્રકારના સધન રાષ્ટ્રને નૈતિક જ નહીં પણ રાજકીય ને આર્થિક બાબતોમાં પણ ઉદારતા રાખવી પોસાય છે.

## શાંતિ અને સમત્વ

હિંમત પેદા કરનાર બીજી વસ્તુ તે ધીરજ છે. એ ધીરજનો ગુણ હાથકામથી કેળવાય છે. એ કામ કરનારા સહુ એ વાત કબૂલ

રાખે છે. શાંતિ અને નીતિબળ પ્રાપ્ત કરવામાં કેટલેક અંશે લાગણીઓ અને વિચારોને મનોબળ વડે સુવ્યવસ્થિત કરવાં પડે છે, અને સર્વ વૃત્તિઓ વચ્ચે એકરાગ પેદા કરવો પડે છે. વૃત્તિઓમાં એકરાગ પેદા કરવાનું એ કામ સત્યાગ્રહીની તાલીમના બીજા એક અંગે સંભાળી લીધેલું છે. પણ શાંતિ ને નીતિબળ પ્રાપ્ત કરવામાં કેટલેક અંશે કાર્યશક્તિ ભેગી કરી તેને સંતોષકારક દિશામાં વાળવાનું અને તેનો યોગ્ય ઉપયોગ કરવાનું પણ આવશ્યક હોય છે.

દરેક માણસ શક્તિનું એક એક કેન્દ્ર છે. એ શક્તિ વિવિધ રૂપે પ્રગટ થાય છે : શારીરિક, ભાવનાત્મક, બૌદ્ધિક, નૈતિક, ને આધ્યાત્મિક. આપણને દરેક જણને નાનામાંથી મોટા થતાં થતાં ઘણી નિષ્ફળતાઓ મળી છે ને અનેક અપમાનો વેઠવાં પડ્યાં છે. એવા અનુભવોનો અર્થ એ છે કે એ ઇચ્છા, આશા, યોજના કે અધૂરા કામની પાછળ આપણી જે કાર્યશક્તિ જોર કરતી હતી તે એકાએક કુંઠિત થઈ ગઈ. એ અવરોધને લીધે આપણા મનમાં રોષ પેદા થયો. અવરોધ ચાલુ રહેવાને લીધે કડવાશ પેદા થઈ. કેટલીકવાર એ રોષમાં રહેલી કાર્યશક્તિએ બીજો કોઈક પણ સાધારણ રસ્તો લીધો, ને એ વાટે પોતાનું જોર કાઢ્યું. છતાં એ કાર્યશક્તિનો ઘણો ભાગ હજુ આપણા અંતરમાં ઘડિયાળની કમાનની પેઠે ગૂંચળું વળીને બેઠેલો છે. આપણને બચપણમાં, તેમજ પ્રૌઢ વયે પણ, જે નિષ્ફળતાઓ મળી, જે અપમાનો વેઠવાં પડ્યાં, તે ઘણાંખરાંના પ્રસંગો તો આપણે ભૂલી ગયા છીએ. પણ હજુ ઘણી કાર્યશક્તિ આપણાં અંતરમાં દબાયેલી પડી રહી છે. એકાદ નજીવા પ્રસંગથી કદાચ તમંચાનો ઘોડો ખેંચાઈ જાય, અને જે રોષ મનમાં જામેલો પડ્યો છે તે ભડાકો કરીને બહાર નીકળી આવે.

લોકોનાં મનમાં આવા જે સંચિત રોષ હોય છે તેની કાર્ય-શક્તિને નીકળી જવા માટે વિશાળ દરવાજા શસ્ત્રયુદ્ધમાં મળી રહે છે.

દબાઈને પડી રહેવાથી ધૂંધવાતી કાર્યશક્તિ નીકળી જાય એટલે મનને ઊંડો સંતોષ થાય છે. ઘણા માણસોને શસ્ત્રયુદ્ધમાંથી આટલો બધો સંતોષ કેમ મળે છે તે આ ઉપરથી કેટલેક અંશે સમજાય છે. ઘણાં રમખાણોનું કારણ પણ આમાંથી સમજાય છે. અને લાંબા વખતથી અપમાન ને તિરસ્કાર વેઠતી પ્રજા, અથવા અતિ કડક ને જુલમી સામાજિક નિયમન તળે રહેતી પ્રજા, યુદ્ધને વખતે જે ઘાતકી-પણું કરે છે તેનો પણ ખુલાસો આમાંથી મળી રહે છે.

આપણા આંતરિક શક્તિના ખજાનાનો સતત, સામાજિક કાર્ય દ્વારા, ઉપયોગ કરવાના રચનાત્મક માર્ગો આપણે જેટલા ખોળીશું તેટલે અંશે આપણે ક્રોધની આગ ભભૂકી ઊઠવાના સંભવને રોકીશું. કોઈ પણ નવી નિષ્ફળતાથી કે નવા અપમાનથી ઊપજતા નવા રોષને પહોંચી વળવા જેટલો સંયમ સામાન્યપણે આપણામાં હોય છે. ઘણા લાંબા વખત પરના રોષોની અજ્ઞાત ને દબાવી રાખેલી કાર્યશક્તિનો જે વિશાળ ખજાનો છે તેને અંકુશમાં રાખવામાં જ ખરી મુસીબત નડે છે, ને તે જ આપણને બેફામ બનાવી મૂકે છે. ડહાપણવાળી તાલીમ તો એ કાર્યશક્તિને વહી જવા દેવાના સર્જનાત્મક માર્ગો જ શોધશે. તેમ કરીને તે પોતાના અનુયાયીઓને વધારે સમત્વ ને શાંતિ કેળવવાની શક્તિ આપશે. આ હાથકામ, અને તેની આ યોજના, અને મૂળ સામાજિક, આર્થિક ને રાષ્ટ્રીય નિષ્ફળતાઓનાં ઘણાં કારણો, એ એનાં સ્વરૂપ મળતાં આવે છે. વળી મનુષ્યના વિકાસક્રમની દૃષ્ટિએ જોતાં મન અને હાથની વચ્ચે, તથા લાગણી અને શારીરિક કાર્યની વચ્ચે જે ગાઢ સંબંધ છે તેને લીધે, હસ્તવ્યવસાય વડે લાગણીઓ ને ભાવનાઓને ઉચ્ચતર શ્રેણીએ પૂરેપૂરી ચડાવી શકાય છે, ને તે વાટે ઘણું કામ સાધી શકાય છે.

સત્યાગ્રહીઓમાં ક્રોધ એ સોલ્જરોમાં નામર્દાઈના જેવો છે. ક્રોધ ને તેમાંથી નીપજનારી હિંસા એ અહિંસક નિયમપાલનની

મર્યાદાનો ભંગ છે. તે જ પ્રમાણે ભય અને તેને લીધે કરેલું પલાયન એ લશ્કરી નિયમપાલનની મર્યાદાનો ભંગ છે. તેથી, જે કોઈ વસ્તુ ક્રોધ ઊપજતો અટકાવે તે અહિંસક લડતમાં સફળતાનો સંભવ વધારે છે.

૧૯૧૪–૧૮ના વિશ્વયુદ્ધ પછી યુદ્ધમાંથી છૂટી આવેલા ઘણા અંગ્રેજ સોલ્જરો બેકાર પડ્યા હતા, ને તેમનાં મનમાં સરકાર સામે તેમજ આખા આધુનિક સુધારા સામે કડવાશ આવી ગઈ હતી. કડવી લાગણી ધરાવતા માણસોમાંથી કેટલાકે આખરે નાના નાના જમીનના ટુકડા મેળવ્યા, ને ત્યાં આજીવિકા માટે પાક ઉગાડવાની ને ઢોરઢાંખર રાખવાની યોજના કરી. ખુલ્લી હવામાં ખોદવાનો શારીરિક શ્રમ કરવાથી, પોતાની માલિકીનું કંઈક પેદા કરવાથી, ને કંઈ નહીં તો અમુક અંશે પણ સ્વાવલંબન સાધવાથી, તેમની કડવાશ ને રીસ ધીરેધીરે ઘસાઈ ગઈ; અને તેમના ઉશ્કેરાઈ ગયેલા જ્ઞાનતંતુ શાંત પડ્યા; તેમનાં મનમાં પોતાનું અપમાન થયાની જે લાગણી હતી તે દૂર થઈ; તેમનું સ્વમાન પાછું જાગૃત થયું; પોતે કંઈક હલકા દરજ્જાના છે એવી જે ગાંઠ તેમનાં મનમાં વળી ગઈ હતી તે છૂટી ગઈ; અને તેઓ ફરી પાછા સુખી થયા. જે યહૂદીઓ જુલમથી નાસી છૂટીને પાલેસ્ટાઈનમાં જઈ વસ્યા છે ને જમીન પર ખેતીવાડીનું કામ કરે છે તેમને વિષે પણ એવું જ બન્યું છે.

એ વસ્તુ સર્વ પ્રકારના સર્જનાત્મક હસ્તવ્યવસાયને વિષે સાચી છે. અગાઉ સમજાવ્યું તેમ, હાથકામની અને સાદાં ઓજારોના ઉપયોગની માણસનાં ચારિત્ર અને કાર્યશક્તિ પર સૂક્ષ્મ ને પ્રબળ અસર થાય છે. આ કારણોસર, હાથકામના કાર્યક્રમમાં પૂરા જોશથી ઝંપલાવવામાં આવે તો, તેથી હિંમત, શાંતિ ને સમત્વ વધારવામાં ઘણી મદદ થાય, અને સ્વતંત્રતા કે સુધારાની લડતમાં સંપૂર્ણ અહિંસા જાળવવાનો સંભવ વધે.

## હથિયારોની અવેજીમાં વપરાતા નૈતિક ઉપાયો યોજવાની આવડત

લશ્કરી તાલીમ, ખરેખરી લડાઈ ચાલતી હોય એવી પરિસ્થિતિ કૃત્રિમ રીતે પણ લગભગ સંપૂર્ણપણે પેદા કરીને, એવી સ્થિતિમાં હથિયારો વાપરતાં શીખવે છે ને તે વાપરવાની ટેવ પાડે છે. હાથ-કામવાળી તાલીમમાં પણ કેટલેક અંશે આવું બને છે. બે હિંસક પક્ષો વચ્ચેની લડતમાં, તેમજ અહિંસક પક્ષની હિંસક પક્ષ સામેની લડતમાં પણ, અંતિમ ધારણા તો એ જ હોય છે કે પ્રતિપક્ષીનાં સંકલ્પો, આશાઓ અને સારાસારની કલ્પનાઓમાં એવો ફેરફાર કરાવવો કે જેથી જે શાંતિ અગાઉ હતી તેના કરતાં સારી ને વધારે સ્થાયી શાંતિ સ્થપાવા પામે. અહિંસક પક્ષે ઐક્ય અને સંપ, દૃઢ સંકલ્પબળ, હિંમત, સહનશક્તિ ને મનોબળના ગુણો એવી સરસ રીતે બતાવવા જોઈએ કે એ ગુણો ધરાવવા માટે પ્રતિપક્ષી તેના પ્રત્યે આદર રાખતો થાય. અહિંસક પક્ષે પ્રતિપક્ષીનાં વિશ્વાસ અને પ્રેમ પણ સંપાદન કરવાં જોઈએ. પોતાની સૂચવેલી યોજનાઓ વહેવારમાં મૂકી શકાય એવી છે, અને એનો અમલ કરવા ઇચ્છનાર વ્યક્તિઓમાં તે અમલ કરવા માટે આવશ્યક કુશળતા ને સામર્થ્ય છે, એવી પ્રતિપક્ષીના મનની ખાતરી તેણે કરાવવી જોઈએ. પોતે સૂચવેલી યોજનાઓ રાજકીય અને નૈતિક ક્ષેત્રમાં, તેમજ ઔદ્યોગિક અને આર્થિક ક્ષેત્રમાં પણ, સ્થાયી, પાકા પાયાવાળી, અને વહેવારુ નીવડે એવી છે, એ પ્રત્યક્ષ પ્રયોગ દ્વારા બતાવવું જોઈએ. હાથકામનો કાર્યક્રમ કોઈ એક સમૂહ દ્વારા કે સમગ્ર રાષ્ટ્ર દ્વારા સાંગોપાંગ પાર ઉતાર્યો હોય, તો આ ગુણોમાંથી બધાનું નહીં તો કેટલાકનું તો સચોટ પ્રદર્શન થાય જ.

એટલે, શસ્ત્રાસ્ત્રોની અવેજીમાં સત્યાગ્રહીની પાસે જે ઉપાયો છે તેમાંના કેટલાકનો ઉપયોગ કરવાનાં શિક્ષણ અને અભ્યાસ આ રીતે હાથકામના કાર્યક્રમમાંથી મળી રહે છે.

હાથકામની તાલીમ અને લશ્કરની તાલીમ વચ્ચે બીજું પણ એક સામ્ય છે. લશ્કરમાં દરેક પ્રકારના દળને, પોતપોતાનાં હથિયાર કે સાધનસામગ્રી અનુસાર, ખાસ પોતાની એવી જુદી જુદી જાતની શારીરિક ક્રિયાઓ કરવાની હોય છે. પાયદળ, તોપદળ, અને હવાઈ દળની પ્રવૃત્તિઓ એકબીજાથી ભિન્ન પ્રકારની હોય છે. દરેકને પોતપોતાની સ્વતંત્ર કવાયત હોય; છતાં તે ઘણુંખરું પોતાની વ્યૂહ-રચના કરીને ભેગી કવાયત કરે છે.

તે જ પ્રમાણે અહિંસક સત્યાગ્રહીઓની શારીરિક તાલીમની પ્રવૃત્તિઓમાં પણ કેટલાક, પીએર સેરેસોલની આંતરરાષ્ટ્રીય સેવા સેનાના સભ્યોની પેઠે, પાવડા કોદાળી લઈને કામ કરે. બીજા સફાઈ-કામ કરે, મલેરિયા અટકાવવાનું કામ કરે, વગેરે. પણ સહુ એક ચીજ તો સર્વસામાન્ય કરી શકે, ને બને તો તેમણે કરવી જોઈએ. કોઈ એક બાબતમાં તો અહિંસક તાલીમ અને તેમાંથી નીપજનારી ઐક્યભાવના સોલ્જરોના કરતાં પણ વધારે વ્યાપક અને સંપૂર્ણ હોય એ આવશ્યક છે. જગતમાં સંગઠિત હિંસાને નિર્મૂળ કરવા માટેની લડત તે અત્યાર લગી માનવજાતિએ ઉપાડેલી સર્વ લડતોમાં સૌથી પ્રચંડ હશે. તેથી તેને માટેની તાલીમમાં પણ અસાધારણ સંપૂર્ણતા હોવી જોઈએ.

### સત્યાગ્રહને માટે આવશ્યક બીજા ગુણો

સત્યાગ્રહીને સફળ થવા માટે સોલ્જરોના જેવા ઉપર ગણાવ્યા એટલા જ ગુણો જોઈએ એવું નથી. અહિંસક લડતને માટે તેમનામાં ખાસ વધારાના ગુણ પણ જોઈએ. તેમનામાં સહિષ્ણુતા, ધીરજ, નમ્રતા, સત્યનિષ્ઠા, લોકો પ્રત્યે પ્રેમ, અને મનુષ્યસ્વભાવમાં રહેલી સારપ વિષે વિશ્વાસ પણ જોઈએ. છેલ્લે, તેમનામાં અહિંસાની શક્તિ વિષે સમજ અને દૃઢ આસ્થા જોઈએ.

## ધીરજ અને નમ્રતા

નમ્રતા હાથકામ વડે કેળવી શકાય. સાચા કારીગરની પોતાના કામ પ્રત્યેની નિઃસ્વાર્થ નિષ્ઠા એ નમ્રતાનો એક મહત્ત્વનો પ્રકાર છે, અને તેનો ચેપ લાગીને નમ્રતાના બીજા પ્રકારો ખીલે છે. કોઈ પણ હાથકામ કરનારનું વૈયક્તિક ઉત્પાદન બીજાના કરતાં જથામાં વધારે હોય તો જૂજજાજ વધારે હોવાનું; તેથી એ બધા પ્રમાણમાં સમાન કક્ષાએ રહે છે. પોતાની આવડત ને કારીગરી વિષે એટલો બધો ગર્વ પેદા થવાનો સંભવ નથી રહેતો કે જે ગર્વને અંકુશમાં ન રાખી શકાય. એ કામ કરનાર માણસને નૈતિક દૃષ્ટિએ વિચાર કરવાની ટેવ પણ પડે છે. સમગ્ર રાષ્ટ્રના ઉત્પાદનને મુકાબલે એક વ્યક્તિનું ઉત્પાદન એટલું ઓછું હોય છે કે એનો વિચાર કરતાં તે વ્યક્તિ નમ્ર બને છે. યંત્ર ચલાવનાર એક માણસનું ઉત્પાદન બીજા યંત્ર ચલાવનારના ઉત્પાદન કરતાં ઘણું વધારે નથી હોતું, અને સમગ્ર રાષ્ટ્રના ઉત્પાદનના પ્રમાણમાં તો ઘણું ઓછું હોય છે, એ વાત ખરી છે; પણ એને લીધે, હાથકામના ઉત્પાદનની આવી અસર વિષે જે વાત ઉપર કહી તે ખોટી ઠરતી નથી. આ ચર્ચામાં પાછળ હું બતાવી ચૂક્યો છું કે આજના જમાનાના મિલમજૂરો ભારે અહિંસા બતાવવાની શક્તિ ધરાવે છે, ને તેમણે ઘણે પ્રસંગે બતાવી પણ છે. તેમણે નમ્રતા પણ બતાવી જ છે.

યંત્રો અને યંત્રો વડે ચાલતા હુન્નરઉદ્યોગ એ બે વસ્તુઓને વિષે આજના જમાનાનો માણસ ભારેમાં ભારે અભિમાન લઈ શકે એમ છે. એમાં હું વિજ્ઞાનને નથી ગણાવતો, કેમકે બહુ ઊંચી કેળવણી ને તાલીમ પામેલા લોકોનો નાનો સમૂહ જ વૈજ્ઞાનિક પદ્ધતિ સમજે છે ને તેને અમલમાં ઉતારે છે. આપણે બાકીના માત્ર એનાં પરિણામો ખરાં તરીકે સ્વીકારી લઈએ છીએ. પણ યંત્રો અને યંત્રો વડે ચાલતા હુન્નરઉદ્યોગ એ બેનો ઉપયોગ તો આપણે બધા કરીએ છીએ ને

તેની ક્રિયાઓ વિષે ઠીકઠીક સમજ ધરાવીએ છીએ. પોતાની સિદ્ધિ વિષે ગર્વ ન ધરાવનાર માણસ બહુ જ ઓછા નીકળશે. ઘણે ભાગે એને લીધે જ ગોરા લોકો પોતાને બીજી પ્રજાઓ કરતાં શ્રેષ્ઠ માનતા થયા છે. બીજી જે પ્રજાઓ યંત્રોનો ઉપયોગ જાણે છે ને તે વડે ઉદ્યોગહુન્નર ચલાવે છે તેમને પણ ગર્વ આવી જાય છે. જો યંત્રો એ આપણા ભારેમાં ભારે ગર્વનું મૂળ હોય, તો નાના નાના પ્રદેશોમાં એક કે બે ઉદ્યોગમાં યંત્રને બદલે જાણીબૂજીને હાથકામને સ્થાન આપવાથી સંપૂર્ણ નહીં તોપણ સાચી નમ્રતા પેદા થવામાં મદદ થયા વિના નહીં રહે. એ ઉદ્યોગોમાં હાથમહેનતથી કામ લેવામાં આવશે તે શેષને કારણે કે વિશુદ્ધિ ને વૈરાગ્યની ભાવનાથી પ્રેરાઈને પણ નહીં; તેનું કારણ એટલું જ હશે કે આપણે યંત્રોની અને આપણી પોતાની બંનેની શક્તિ ને મર્યાદા વધારે સારી રીતે સમજતા થયા છીએ.

### સત્યનિષ્ઠા

જે કાચા માલમાંથી ચીજો તૈયાર કરી શકાય છે તે માલ પર ઓજારો વડે કામ કરવાથી તેવું કામ કરનારમાં ચોકસાઈ, ખરી હકીકત વિષે કાળજી, સ્પષ્ટવક્તાપણું, પ્રામાણિકતા ને મનવચનની એકતાના ગુણો અમુક અંશે આવે જ છે. સત્યનિષ્ઠામાં આ સર્વ ગુણોનો સમાવેશ થાય છે. ચોકસાઈ એ સત્યનિષ્ઠાનો જ એક અંશ છે; અને હાથકારીગરીના કામથી હાથ અને આંખની ચોકસાઈ કેળવાય છે. જેમ જેમ એ કામ આગળ ચાલે, અને તેનો રાષ્ટ્રને કેટલો ઉપયોગ છે તે — કેવળ બુદ્ધિથી નહીં, પણ ઇન્દ્રિયો, ભાવનાઓ, લાગણીઓ, સંકલ્પ અને લાંબા વખતના શરીરશ્રમ દ્વારા — સમજાય, તેટલા પ્રમાણમાં રાષ્ટ્ર, તેની લડતો, ને તેના સ્વભાવ વગેરેનાં સૂક્ષ્મ અંગોનું આકલન પણ વધારે ને વધારે થતું જશે, અને તે અંગોનો પણ ઉત્તરોત્તર વિકાસ થતો જશે.

## મનુષ્યસ્વભાવ વિષે વિશ્વાસ

આપણે જ્યારે જ્યારે બીજા લોકોની જોડે મળીને હાથકામ કરીએ છીએ ત્યારે ત્યારે આપણે તેમના સદ્‌ગુણો જોઈ શકીએ છીએ; અને સામાન્ય રીતે આપણે તેમને વિષે આદર ધરાવતા ને મનુષ્ય-સ્વભાવ વિષે વધારે વિશ્વાસ રાખતા થઈએ છીએ. હાથકામ કરનારા-ઓના વર્ગમાં મનુષ્યસ્વભાવની સારપ વિષે ઊંડો અવિશ્વાસ ધરાવનાર માણસો સામાન્યપણે મળતા નથી. હાથકામની હિલચાલનાં લાભદાયક પરિણામોમાં એક એ હશે કે માનવજાતિ વિષેનો પ્રેમ વધારે ઊંડો, વિશાળ, સબળ અને સ્થાયી બનશે.

આ કારણોને લીધે હાથકામના કાર્યક્રમથી અહિંસાના રાષ્ટ્રીય પ્રયાસને માટે સરસમાં સરસ તાલીમ મળી રહેશે. મનુષ્યના ઉપલબ્ધ ઇતિહાસનો જે કાળ છે તેમાંના મોટા ભાગના સમયમાં મનુષ્યને ભૌતિક વસ્તુઓ પર, તથા પોતાની આસપાસનાં બળો પર કાબૂ મેળવવાના પ્રયત્નમાં તૃપ્તિ મળેલી છે. એને જ્યારે એ તક નથી મળી ત્યારે એની સર્જનાત્મક ને સત્તાકાંક્ષી વૃત્તિઓને બહાર નીકળવાનો કંઈક માર્ગ તો મળ્યે જ છૂટકો હતો; એટલે તેને બીજા માણસો પર પ્રભુત્વ ભોગવવાનો પ્રયત્ન કરવાનું સૂઝ્યું. એની નજર જે આમ બગડી તેનાં પરિણામ વહેલાંમોડાં સૌને માટે દુઃખદાયક નીવડવાનાં. એટલે જો માણસને તેની સર્જનાત્મક ને સત્તાકાંક્ષી વૃત્તિઓને કોઈક પ્રકારના હાથકામ વાટે નિયમિત રીતે બહાર કાઢવાનું સાધન ઉપલબ્ધ હોય, તો તે માણસની વૃત્તિઓ વધારે શાંત ને સ્વસ્થ રહે, અને તેની આસપાસના માણસો સામાન્ય રીતે વધારે સુખી થાય. હાથકામ માણસની કાર્યશકિતને કંઈક ઉચ્ચતર ધ્યેય સાધવામાં રોકે છે; એટલું જ નહીં પણ તેને આડી અવળી ગમે તેમ વહી જવા ન દેતાં તેના પ્રવાહને યોગ્ય માર્ગે જ વાળે છે.

આવી પ્રવૃત્તિ માણસની આગળ પડીને કામ કરવાની હોંશ

અથવા સ્વયંસ્ફૂર્તિને દબાવી દેતી નથી. લશ્કરી કવાયતમાં એવું બને છે ખરું. તેમજ એવી પ્રવૃત્તિને પરિણામે એકહથ્થુ સત્તાવાળી સંસ્થાઓ પણ રચાવા પામતી નથી. વ્યક્તિને તેમજ રાષ્ટ્રને અહિંસાને સારુ તૈયાર કરવાને આ તાલીમ વિશેષપણે ઉચિત ને ઉપયોગી છે.

આવા કામના પરિણામને અહિંસાની તાલીમ કહેવાને બદલે તેને વ્યક્તિ, સમૂહ ને સમાજનું ચારિત્ર ઘડવાનું સાધન કહી શકાય. એ દૃષ્ટિએ જોતાં એમાં કેળવણીકારોને અને સર્વ પ્રકારના સમાજ-નેતાઓને પણ રસ પડવો જોઈએ.

## તૃપ્તિઓ

નવી પ્રથાઓ ને પદ્ધતિઓનો સ્વીકાર કરવામાં જનસમુદાય સામાન્ય રીતે આનાકાની કરે છે. કોઈ પણ નવો કાર્યક્રમ જો બહોળા પ્રમાણમાં સ્વીકારવો હોય ને તેને લાંબો વખત વળગી રહેવું હોય, તો તેમાંથી માણસોને તાત્કાળિક અને ખરેખરી તૃપ્તિ મળવી જોઈએ, ને તે ઉપરાંત એ તૃપ્તિ ભવિષ્યમાં પણ મળતી રહેશે એવી પાકી ખાતરી મળવી જોઈએ. ઘણાખરા લોકોને માટે એ તૃપ્તિ કેટલેક અંશે ઇન્દ્રિયોની અને દેહની હોવી જોઈએ.

હાથકામ એ સર્વ શરતો પૂરી કરે છે. મનુષ્યની દસ ઇન્દ્રિયો-માંની છને હાથકામથી કામનો અભ્યાસ અને અનુભવ બંને મળે છે. હાથકામ કરતાં આંખ, ચામડી, કાન (ઓજારોના તાલબદ્ધ અવાજમાં ને કામ વિષેની વાતચીતમાં), હાથસ્નાયુ, અને શરીરના સાંધા એટલા અવયવોનો ઉપયોગ થાય છે ને એ અવયવો કેળવાય છે.

સાંચાકામ કરતાં હાથકામમાં માણસની આગળ પડીને કામ કરવાની ને નવી નવી ચીજોનું સર્જન કરવાની હોંશ, સમૂહમાં રહી હળીમળીને કામ કરવાની કળા, વિવિધતાનો પ્રેમ, અને સ્વતંત્રતાની ભાવના એ સર્વ વૃત્તિઓને ખીલવા માટે વધારે અવકાશ મળે છે.

સામાન્ય રીતે એ કામ કરતાં કરતાં માણસમાં મિલનસારપણું વધે છે. હાથકામમાંથી જે સ્વમાન જન્મે છે તેનાથી માણસના મનની એક ઊંડી વાસના સંતોષાય છે. તે જ પ્રમાણે તેને પોતાના ગૌરવનું પણ ભાન વધારે થાય છે. સર્વ પ્રકારના હાથકામમાં ગૌરવ કેમ રહેલું છે એ હવે આપણે વધારે સારી રીતે સમજી શકીએ છીએ. જેઓ આજીવિકાને સારુ હાથકામ કરે છે તેમજ જેઓ તેમાંથી આજીવિકા મેળવવા નથી માગતા તે બંને જો આ કારણો સારી રીતે સમજતા થાય, તો સમાજમાંની કેટલીક ફાટફૂટો વધારે ત્વરાથી સાંધી શકાય. ને એમ બને તો તેમાંથી ભવિષ્યમાં બીજું પણ એક મોટું સુખ મળવાની આશા રહે.

આ કામના વિશાળ અર્થો જેટલે અંશે સમજાશે તેટલે અંશે તે કામમાંથી બુદ્ધિ, લાગણી, રસવૃત્તિ ને નૈતિક ભાવના એ સર્વને તૃપ્તિ મળી રહેશે. આ અનુભવો તાત્કાળિક હોય છે, એટલું જ નહીં પણ તેમાંથી ઊંડી તૃપ્તિ મળી રહે છે. તે ઉપરાંત ભવિષ્યમાં, એ કામના જુદા જુદા ભાગો પૂરા થઈ રહ્યે, જે તૃપ્તિ ને લાભ મળશે તે જુદાં. આ લાભ અંશતઃ આર્થિક, અંશતઃ રસજ્ઞતા ને રસવૃત્તિને પોષનારો, અંશતઃ સામાજિક, ને અંતે, અંશતઃ રાજકીય હોય છે.

આ યુગમાં લોકો સહેલાઈથી સમજી શકે છે કે કેટલા નાના નાના સિક્કા ભેગા થઈને મોટી રકમ બને છે — દાખલા તરીકે સેવિંગ્સ બેંકમાં કે કરની ઉઘરાણીમાં. એ જ રીતે ઘણાં નાનાં નાનાં કામોના સરવાળામાંથી પ્રચંડ માનસિક ને નૈતિક અસર થાય છે.

## વધારાનો લાભ

આ પુસ્તકના આરંભમાં કેટલાક લોકોએ કરેલી એક ટીકાનો ઉલ્લેખ મેં કર્યો હતો. તે ટીકા એ કે અહિંસક પ્રતિકાર યા સત્યાગ્રહ એ નીતિની એટલી બધી ઊંચી કક્ષાએ વસે છે કે આમવર્ગના માણસો તેને પહોંચી શકે નહીં, ને પહોંચે તો ઝાઝો વખત ત્યાં ટકી

શકે નહીં. આ ટીકાની પાછળ એ લાગણી રહેલી છે કે માનવજાતિ નીતિ ને સદાચારના વિષયમાં લાંબો વખત ખડે પગે ઊભી રહી શકે નહીં. આ ટીકાના ઉત્તરરૂપે મેં અહીં લગી હાથકામની તાલીમનું પૃથક્કરણ કરી બતાવ્યું.

પણ એ વિષયમાં હજુ કેટલુંક કહેવાનું બાકી રહે છે. હાથકામની ઉપયોગિતા બીજી રીતે પણ છે. હાથકામ તાલબદ્ધ, ધીમું, એકધારું હોય છે; તે મન અને હૃદયને શાંત પાડે છે; તેમાં ધીરજની જરૂર પડે છે; કામ એકધારા ક્રમમાં કરવું પડે છે; અને તેમાં હોહા, શોરબકોર કે ધમધમાટ નથી હોતાં. ખુલ્લી અહિંસક લડતમાં મન અને આત્માને પ્રયાસ કરવો પડે છે ને તે પરિશ્રમનો થાક ચડે છે. જ્યારે હાથકામમાં તો એથી સાવ ઊલટી સ્થિતિ હોય છે. તે ઉપયોગી ને કેટલીકવાર સુંદર વસ્તુઓ સરજાવે છે. તેથી મન અને આત્માને શાંતિ, સ્થૈર્ય, સ્ફૂર્તિ ને પ્રેરણા મળે છે.

સખત નૈતિક પ્રયાસ કર્યા પછી સત્યાગ્રહીએ નિવૃત્ત થઈને કંઈક કલાત્મક ને આસાએશ આપનારી પ્રવૃત્તિ કરવી જોઈએ. એવી હાથકામની પ્રવૃત્તિ પહેલાં તેને આગામી શ્રમને માટે તૈયાર કરે છે; અને પાછળથી તેનું વળતર વાળે છે ને એ શ્રમનો થાક ઉતારે છે. આવું આ પ્રવૃત્તિમાં ભાગ લેનાર વ્યક્તિ તેમજ સમૂહ બંનેને વિષે બને છે.

### હાથકામની તાલીમના પ્રકાર

શરૂઆતમાં જે શરતો બતાવી તે અનેક પ્રકારના હાથકામમાં પૂરી પડે છે. એ શરતો તે આ: એ કામ વડે પેદા થયેલી ચીજ સમાજને—ખાસ કરીને ગરીબ અને બેકારને—લાભદાયક હોવી જોઈએ; અને કામ એવું હોવું જોઈએ કે ગરીબો અને બેકારો જાતે તે કરી શકે ને એ રીતે સ્વમાનપૂર્વક કમાણી કરી શકે. અમેરિકાની મિત્રમંડળ સેવા સમિતિએ પોતાનાં ઉદ્યોગમંદિરોમાં કરેલું

કામ, ગયા વિશ્વયુદ્ધ દરમ્યાન ને તે પછી અંગ્રેજ ને અમેરિકન ક્વેકરોએ યુરોપમાં કરેલું, અને ત્યારપછી તાજેતરમાં સ્પેનમાં તથા યુરોપમાં બીજે ઠેકાણે કરેલું રાહત અને પુનર્ઘટનાનું કામ, અને પીએર સેરેસોલની આંતરરાષ્ટ્રીય સેવા સેનાએ કરેલું સેવાકાર્ય, એ આવાં કેટલાક પ્રકારનાં કામનાં દૃષ્ટાંતો છે. એ સેવાકાર્યને અંગે આવાં આવાં કામો કરવામાં આવ્યાં છે: ભૂખ્યાં અને અર્ધ-ભૂખ્યાં સ્ત્રીબાળકોને ખવડાવવાં, ને અનાથો અને નિરાધારોને કપડાં આપવાં, ઇસ્પિતાલો, બાલમંદિરો ને ક્રીડાંગણો ચલાવવાં; ઘરો નવાં બાંધવાં, પડી ગયેલાં ફરી બાંધવાં, તથા ભાંગેલાંની મરામત કરવી; રસ્તા ને બાંધ બાંધવા, ઝાડો વાવવાં, ખેતીનાં કામ કરવાં, ફળશાક લાંબા વખત લગી સુરક્ષિત રહે એવી રીતે ડબામાં ભરવાનાં કારખાનાં ચલાવવાં; તરવાના હોજ અને રમતનાં મેદાનો બનાવવાં; રેલ અને ધરતીકંપથી થયેલાં ભાંગફોડનું સમારકામ કરવું; જામી ગયેલા ભેજવાળી જગાઓમાંથી પાણી વહેવડાવીને કાઢી નાખવું; કૂવા ખોદવા, અને પાણીના નળ તથા ગટરો માટે ખાઈઓ ખોદવી. આ યોજનાઓમાં કેટલીકવાર કેટલાક હાથઉદ્યોગોનો પણ સમાવેશ થયેલો છે— દાખલા તરીકે ફર્નિચર બનાવવું, જોડા સીવવા, ટોપલા બનાવવા, ગૂંથણ, વણાટ, ધાબળા બનાવવા, શસ્ત્રોપચારમાં જરૂરી પાટાપૂટી બનાવવાં વગેરે.

**ઉત્તમ હાથતાલીમ કઈ? ને શા માટે?**

આ બધી ચીજો તાલીમ આપવાને માટે સારી ને ઉપયોગી છે ખરી; પણ મારી સૂચના એ છે કે સૌથી વધારે અસરકારક નીવડે એવી એકાદ ચીજ આપણે શોધી કાઢવી જોઈએ. પાછળ જે દલીલો આપી છે તે ઉપર જણાવેલી સર્વ પ્રવૃત્તિઓને લાગુ પડે છે, ને તે બધીને વિષે એ સાચી છે. પણ જેમાં એ તાલીમ વિશેષ સચોટ રીતે મળે અને જે સર્વત્ર કરી શકાય એવું કંઈક એક જ પ્રકારનું કામ શોધી શકાય, તો તે ઘણું વધારે કીમતી નીવડે.

એ પ્રવૃત્તિ સામાજિક ઐક્ય પેદા કરે એવી હોવી જોઈએ એમ જો આપણે ઇચ્છીએ, તો તે કંઈક એવી હોવી જોઈએ જે ગરીબ લોકો પોતાની ટૂંકી સાધનસંપત્તિ વડે પણ ચલાવી શકે, તેમજ જેનાથી સમાજના મોટામાં મોટા સમૂહની, તેમજ વધારેમાં વધારે ગરજવાન સમૂહની પણ, દેખીતી જરૂરિયાતો પૂરી પડે. વળી એ જરૂરિયાત પણ એવી જોઈએ જેના વિના જીવન ચાલી ન શકે — જેવી કે અન્ન, વસ્ત્ર કે આશ્રય. એ કામ લોકો રોજરોજ ને હમેશાં તો જ કરે જો એમને અત્યારે તૃપ્તિ મળતી હોય તેમજ ભવિષ્યમાં તૃપ્તિ મળવાની આશા હોય. એ તાલીમની પ્રવૃત્તિ મોટા સમૂહમાં અસરકારક તો જ નીવડે જો એ સમૂહનાં સર્વ માણસો એમાં ભાગ લેતાં હોય.

આધુનિક યુદ્ધમાં જેટલું દુઃખ સોલ્જરોને ભોગવવું પડે એટલું જ કદાચ સ્ત્રીઓ, વૃદ્ધો ને બાળકોને પણ ભોગવવા વારો આવે. સત્યાગ્રહની લડતમાં સ્ત્રીઓ અને વૃદ્ધો સુદૃઢ શરીરવાળા જુવાનોના જેટલો જ સક્રિય ને અગત્યનો ભાગ ભજવી શકે છે. વસ્તુતઃ સ્ત્રીઓની અહિંસક પ્રતિકાર કે સત્યાગ્રહ કરવાની શક્તિ પુરુષોના કરતાં વધારે સચોટ હોય છે. તેથી અહિંસા માટેની હાથકામની તાલીમ એવી હોવી જોઈએ જેમાં સ્ત્રીઓ પણ સહેલાઈથી ભાગ લઈ શકે.

અનાજ પકવવાનું કામ તે જ માણસો કરી શકે જે ખેતીની જમીનની નજીક રહેતા હોય. અનાજની ખેતીને જો સર્વસામાન્ય તાલીમ તરીકે પસંદ કરવામાં આવે તો શહેરની વસ્તી — એટલે કે અડધા ઉપરાંતની પ્રજા — એ તાલીમ મેળવવામાંથી બાતલ રહી જાય. જંગલ વધારવાનું ને જમીનની જાળવણીનું કામ પણ એ જ પ્રકારનું છે. વળી ઘણીખરી જગાએ તો અનાજની ખેતી વરસમાં ફક્ત છએક મહિના જ કરી શકાય એમ હોય છે.

આશ્રયને માટે ઘર બાંધવા માટે અનેક પ્રકારની કારીગરી ને

ઘણી ખરચાળ સાધનસામગ્રીની જરૂર પડે છે ને એ કામ મોટે ભાગે સખત મહેનતનું હોય છે. એ સખતાઈને લીધે ઘણી સ્ત્રીઓ ને ઘણાખરા મોટી ઉમરના પુરુષો એમાંથી બાતલ થઈ જાય. વળી કારીગરી અને ખરચનો વિચાર કરીએ તો, એ તાલીમનો લાભ લઈ શકે એવાં માણસની સંખ્યામાં વળી ઘટાડો થાય. પોતાનાં ઘરબાર ને રોજનું કામકાજ છોડીને, એવું કામ જ્યાં હોય ત્યાં જવાનું ઘણા-ખરા લોકોથી બની ન શકે. જેમાં કારીગરીની જરૂર મધ્યમ પ્રમાણમાં પડતી હોય એવા કામ કરતાં કારીગરીની બિલકુલ જરૂર ન પડતી હોય એવા જાડા કામમાંથી તાલીમ કદાચ ઓછી મળે. અને હાથે ચણવાનું કે ખોદવાનું ઘણુંખરું કામ (અમેરિકામાં) વરસમાં ગરમીના ૭ મહિના જ થઈ શકે. એ વિચાર કરતાં અનાજની ખેતી અને ઇમારતનું બાંધકામ હાથકામની સાર્વત્રિક તાલીમમાં કામ ન આવે એમ લાગે છે.

જીવનની બાકીની મુખ્ય જરૂરિયાત તે વસ્ત્ર. રૂ કે ઊન મળી રહે તો કાંતવાની, પ્રમાણમાં સાદી, આવડત વડે તેમાંથી સૂતર બનાવી શકાય; અને ગૂંથણ, ભરત, વણાટ ને સીવણ વડે પહેરવા લાયક ઘણાં કપડાં બનાવી શકાય.

હાથકાંતણ, હાથપીંજણ, અને (રૂની બાબતમાં) હાથલોઢામણ, એ આવશ્યક ક્રિયાઓ છે, કેમકે તે રૂ કે ઊનના રેસામાંથી સૂતર બનાવે છે. જો મિલનું સૂતર વાપરવામાં આવે તો ખરચ ઘણું થાય, અને હાથકામ કરનાર માણસને મિલના યંત્રને આશરે રહેવું પડે. અહિંસક લડત ખરેખરી ચાલતી હોય ત્યારે મિલવાળા ધારે તો તેને સૂતર મળતું અટકાવી શકે. પણ મોટી લડતમાં તો ઘણા સત્યાગ્રહીઓ કાં તો જાતે ખેડૂત હોઈ કેટલોક કપાસ પૂરો પાડી શકે એવા હોય, અથવા બીજા ખેડૂતોને લડત પ્રત્યે એટલી સહાનુભૂતિ હોય કે તેઓ કપાસ આપે.

હાથે કાંતેલું વણેલું કાપડ એક સાર્વત્રિક આવશ્યકતા પૂરી પાડે

છે; તેને વેચાણ કે વાપર માટે એકથી બીજી જગાએ લઈ જઈ શકાય છે; તે પોતાના કે કુટુંબના વાપર માટે રાખી શકાય કે રોકડા પૈસા લઈને વેચી પણ શકાય. સાથે કામ કરનાર એક સમૂહનું પેદા કરેલું કાપડ ભેગું પણ કરી શકાય. કાપડ એ તમામ ઉમરનાં ને તમામ ધંધા કરનારાં માણસોને કામની ચીજ છે. એમાં કામ શરૂ કરતા પહેલાં મોટો સંઘ કે સંસ્થા કાઢવાની કશી જરૂર પડતી નથી.

કાપડના ઉત્પાદન માટેનાં હાથનાં ઓજાર બહુ સોંઘાં, નાનાં, ને વજનમાં હલકાં હોય છે, અને તે એકથી બીજે ઠેકાણે સહેલાઈથી લઈ જઈ શકાય છે. એવું કામ નાનાં બચ્ચાંથી ઉપરની ઉમરનાં સ્ત્રી પુરુષ બંને કરી શકે છે. ઉત્પન્ન થયેલા કાપડનો એક યા બીજી રીતે ઉપયોગ કરવાનું શીખતાં ઝાઝો વખત લાગતો નથી. દિવસનું કામ કરી રહ્યા પછી સાંજે, અથવા દહાડે ગમે તે ઘડીએ, અને વરસમાં ગમે તે ઋતુમાં એ કામ કરી શકાય છે. એ ચોખ્ખું કામ છે. એ કેટલેક અંશે તાલબદ્ધ હોય છે. અને એકવાર તે શીખી ગયા કે પછી મન મુખ્યત્વે બીજી બાબતોમાં રોકાયેલું હોય તોપણ એ કામ કરી શકાય છે.

એ શાંત કામ છે, ને તેથી વાચન કે ચર્ચાની સાથેસાથે પણ કરી શકાય છે, ને તેથી પડોશીઓને તેમના કામમાં વિક્ષેપ પડતો નથી. તે ઘરની અંદર અથવા બહાર કરી શકાય છે; વ્યક્તિઓ અથવા સમૂહો, નિર્ધન તેમજ સધન, શહેરી લોકો તેમજ ખેડૂતો, કુશળ તેમજ અણઘડ, સુશિક્ષિત તેમજ અભણ સહુ — પથારીવશ અપંગો પણ — તે કરી શકે છે. ગૂંથણ, કાંતણ ને વણાટ તો આંધળાં પણ કરી શકે છે. એવું કામ મુસાફરી કરતાં તેમજ ઘેર બેઠે કરી શકાય છે; જે લોકો પાસે રહેવાની એક જ ઓરડી હોય તેઓ, અથવા જેઓ એક મોટા ઓરડામાં બીજા ઘણાની સાથે સૂઈ જતા હોય તેઓ પણ તે કરી શકે છે. એ કામ હળવું છે, એટલે જે

લોકો દિવસ આખો કામ કર્યા પછી થાકયા હોય તેઓ પણ તે કરી શકે છે. અને તે બીજા ઘણાખરા કામથી ભિન્ન પ્રકારનું છે, એટલે તે એક આનંદદાયક ફેરફારરૂપ થઈ પડે છે, અને તેથી તેમાંથી કામ સાથે આરામ પણ મળી રહે છે.

આ કારણસર હાથકાંતણ ને હાથવણાટમાં અહિંસા માટેની સાર્વત્રિક શારીરિક તાલીમની પ્રવૃત્તિ બનવાનું સામર્થ્ય બીજા કોઈ પણ હાથકામ કરતાં વધારે છે. આ કારણો પર કાળજીપૂર્વક વિચાર કરી જોવા જેવો છે. મારો આ નિર્ણય ખોટો લાગે, અને વાચકને બીજું કંઈ વધારે સારું તાલીમનું કામ જડી જાય, તો તે બેલાશક એ કામ કરવા માંડે.

## સૂગ કાઢવાની જરૂર

કેટલીક જૂની સૂગો, જે મનમાં ઘર કરીને બેઠેલી હોય છે, તે માણસોને આરંભમાં આ ઉદ્યોગમાં ભાગ લેતા અટકાવે એ સંભવિત છે. કાંતવા વગેરેની ક્રિયાઓ ઘરમાં ચલાવવાનું કામ જમાનાઓ થયાં મોટે ભાગે સ્ત્રીઓ કરતી આવી છે, તેને લીધે ઘણા પુરુષો એ કરતાં શરમાય એ સંભવિત છે. પુરુષોને એવો વિચાર આવવાનો સંભવ છે કે હિંમત અને પ્રતિષ્ઠા એ મુખ્યત્વે પુરુષના ગુણો છે, અને જે કામ સ્ત્રીઓ કરતી આવી છે તે જો પોતે કરે તો પોતાની મર્દાનગીને એબ લાગે ને લોકોમાં પોતાની અપ્રતિષ્ઠા થાય. પણ હિમ્મત એ એકલા પુરુષનો ગુણ નથી, તેમજ તેને કાયાની મોટાઈ જોડે કશો સંબંધ નથી. સાચી પ્રતિષ્ઠા ને સાચું ગૌરવ ઓજારોમાં કે અમુક વ્યવસાયોમાં રહેલાં નથી, પણ મગજ અને હૃદયમાં રહેલાં છે. અવિચારી લોકોનાં મહેણાંની આપણે પરવા ન કરવી જોઈએ.

વળી હું માનું છું હાથબનાવટ માટે જો રૂ કે ઊન મિલમાં વપરાતું હોય તે જ જાતનું લેવામાં આવે, તો હાથબનાવટનું કાપડ

કિંમતમાં મિલકાપડના જેટલું જ સસ્તું ને કેટલીકવાર વધારે સસ્તું પણ પડે. એનું મુખ્ય કારણ એ છે કે યંત્રથી ઉત્પાદન થવામાં જે બચત થાય છે તે આધુનિક વેપારી વેચાણની વ્યવસ્થામાં થતા ભારે ખરચને લીધે ઊડી જાય છે, એટલું જ નહીં પણ આ ખરચનો આંકડો એ બચત કરતાં વધી જાય છે. જ્યાં હાથબનાવટનું કાપડ વધારે મોંઘું પડે ત્યાં વધારાની કિંમતનું વળતર એ ક્રિયામાંથી મળતી તાલીમમાંથી મળી રહેશે.

## તાલીમની બીજી પ્રવૃત્તિઓ

હાથકામના — ખાસ કરીને હાથકાંતણ ને હાથવણાટના — બહોળા પ્રચારમાંથી જે તાલીમ મળી શકે છે તે ઉપરાંત સત્યાગ્રહીઓની તાલીમ એથીયે આગળ વધારવાની બીજી પણ રીતો છે. તેમણે પોતાનાં નાનાં નાનાં જૂથ રચવાં જોઈએ — માત્ર હાથકામને માટે જ નહીં, પણ અભ્યાસ, ચર્ચા, સંગીત, લોકનૃત્ય, અહિંસાનાં ઉજ્જવળ દૃષ્ટાંતોની કથાઓનું વાચન, ધ્યાન, અને અનેક પ્રકારની સમાજસેવાને માટે પણ એવાં કામમાંથી ચતુર્વિધ તાલીમ મળી રહેશે: હાથકામ વડે, ભાવનાના વિકાસ વડે, વિચાર વડે, અને ધ્યાન વડે. આમાંની કોઈ પણ પ્રવૃત્તિથી નૈતિક ને આધ્યાત્મિક બળ વધશે. એ બધી રીતોનો ઉપયોગ કરી શકાય તો તેમાંથી મળતી તાલીમ એટલી વધારે સચોટ નીવડશે. આપણે જાણીએ છીએ કે કોઈ પણ પ્રવૃત્તિને ફળદાયી બનાવવી હોય તો આપણે આપણું આખું હૃદય તેમાં પરોવવું જોઈએ, ને આપણી ચિત્તવૃત્તિ કે વાસનાઓને આડીતેડી ન જવા દેવી જોઈએ. એ જ પ્રમાણે આપણી પ્રવૃત્તિ ફળદાયી બનાવવા માટે આપણે આપણા જીવનનાં સર્વ અંગોને — શરીર, હૃદય, મન અને આત્માને — કામે લગાડવાં જોઈએ; અને તેમને એકીસાથે, પરસ્પર મેળ સાધીને, કામ કરતાં બનાવવાં જોઈએ. તેથી આ ચતુર્વિધ તાલીમ કે સાધનાનું વિશેષ મહત્ત્વ છે. આ ચર્ચાનો

મોટો ભાગ એ તાલીમના શારીરિક ભાગ વિષેના વિવેચનમાં રોક્યો છે તે એટલા માટે કે આજ લગી એ ભાગ વિષે વિચાર કે આચરણ બહુ જ ઓછાં થયાં છે. હવે પછી એ શારીરિક ભાગનું મહત્ત્વ સમજાતું થાય, અને અહિંસાની તાલીમની યોજનામાં એને યથોચિત સ્થાન મળે, એ હેતુથી અહીં તેના પર વિશેષ ભાર દીધેલો છે. બીજા ત્રણ ભાગોને વિષે સવિસ્તર વિવેચન આગળ પર આપ્યું છે.

ચર્ચાનું અંગ અગત્યનું એટલા માટે છે કે અહિંસાની પદ્ધતિ સમજવી, અને તેમાં હાથકામ કેવી રીતે પોતાનો ભાગ ભજવે છે એની યથાર્થ કલ્પના મેળવવી એ જરૂરનું છે. તાલીમ લેનારા ઘણાખરા લોકો જો અહિંસાની આખી યોજના ન સમજે તો એ તાલીમ કર્મકાંડના અનેક વિધિઓ જેવો એક નવો અર્થહીન વિધિ બની જશે. તેની ઝાઝી કિંમત નહીં રહે. ને સંભવ છે કે ઊલટો તેનો દુરુપયોગ પણ થવા પામે.

અહિંસાની તાલીમના જે કાર્યક્રમમાં હાથકામ ઉપરાંત આ બધી પ્રવૃત્તિઓ હોય તે કાર્યક્રમની ઇન્દ્રિયો પર ઘણી સારી ને ઊંડી અસર થશે. પ્રવૃત્તિઓના એવડા મોટા વિસ્તારમાં એકેએક ઇન્દ્રિયનો ઉપયોગ કરવાનો અવકાશ મળે છે; અને, સૌંદર્યની ભાવનાની વાત કરીએ તો, તેને માટે પણ હાથકામ, લોકનૃત્ય, વાચન, કાવ્યવાચન, તાપણાની આસપાસ બેસીને કરેલી ચર્ચા, અને કેટલીકવાર ભોજનમાં, અવકાશ મળી રહેશે.

આ ઇન્દ્રિયતૃપ્તિ ઉપરાંત આ તાલીમના વિશાળ કાર્યક્રમમાંથી બુદ્ધિ, હૃદય, સમાજસેવાની ભાવના, રસજ્ઞતા, નીતિભાવના અને ધર્મવૃત્તિને પણ વિવિધ પ્રકારની ને ઊંડી તૃપ્તિ મળી રહેશે. આજના જમાનાનો માણસ આંતરિક શક્તિ ને આંતરિક આનંદ ખોઈ બેઠો છે, તે તેને આ પ્રવૃત્તિથી ઘણે અંશે પાછાં મળશે. પાછળ જે મનના

શાકની વાત કરી છે તે દૂર કરવામાં ગાયન મદદ કરશે. આ પ્રવૃત્તિઓનું ધ્યેય શાંતિ ને સુવ્યવસ્થા પેદા કરવાનું છે; અને તેને પરિણામે મનમાં વર્તમાનને માટે સુરક્ષિતતાની ખાતરી, ભવિષ્યને માટે પાકી આશાઓ, અને અગાઉથી ભાવિની યોજના ઘડવાની શક્તિ આવે છે. તેમાંથી સામાજિક સંપર્ક, ઉપયોગી ને આનંદદાયક કામો ભેગા મળીને કરવાની, તથા ભવિષ્યમાં સમાજજીવનને ખીલવવાની ને સુધારવાની, તક મળી રહે છે. આવી ચતુર્વિધ તાલીમની જરૂર માત્ર અહિંસક સત્યાગ્રહીઓ તૈયાર કરવા માટે જ નથી; પણ આજના કરતાં સારી સંસ્કૃતિ ને અહિંસક જગત સરજાવી શકે એવા લોકો કેળવીને તૈયાર કરવા માટે પણ છે.

### લશ્કરી તાલીમથી ચડિયાતી

આ બધી પ્રવૃત્તિઓ ભેગી મળીને, લશ્કરી કવાયત ને લશ્કરી તાલીમને મુકાબલે, વધારે વિવિધતા આપે છે, મનુષ્યની પ્રગટ તેમજ અપ્રગટ શક્તિઓને વધારે ઉપયોગમાં આણે છે, જીવનના વધારે ઊંડા થરોને સ્પર્શે છે ને જીવનને વધારે ઉન્નત બનાવે છે. અને એ પ્રવૃત્તિઓની એકબીજીની વચ્ચે મેળ વધારે હોય છે.

લશ્કરી તાલીમમાં કોઈ એકાદ માણસ પ્રત્યે કે બહુ જ થોડા માણસો પ્રત્યે વફાદાર રહેવાનું, અને બહુ જ નાના સમૂહની વચ્ચે ઐક્યભાવના ખીલવવાનું, કહેવામાં આવે છે. આજના જમાનામાં વેપાર, વહેવારનાં સાધનો, આર્થિક વ્યવસ્થા, વિજ્ઞાન અને યંત્રોદ્યોગોએ આખા જગતની વચ્ચે સહકારનો સંબંધ, ભલે પરાણે પણ, પેદા કર્યો છે. એ વિશાળતા, અને લશ્કરી તાલીમે કેળવેલી વફાદારી ને ઐક્યની સંકુચિતતા એ બેનો મેળ ખાતો નથી. જગતના વ્યવહારમાં જે વિશાળ સહકારની ભાવના જોઈએ તે લશ્કરી તાલીમથી કેળવાતી નથી. એ બાબતમાં યુદ્ધની તાલીમ ને યુદ્ધનાં સાધનો જરીપુરાણાં

થઈ પડયાં છે. આજના જમાનાની જે ભૂખ છે તે એનાથી સંતોષાતી નથી. લશ્કરી તાલીમમાં માણસોની આગળ પડીને કામ કરવાની હોંશ ઉપર તેમજ તેમની સ્વતંત્રતા પર કડક મર્યાદા મુકાય છે; તે માણસોનાં મન અને આત્માને રૂંધે છે. તે સત્યની તેમજ સત્યનિષ્ઠાની આડે આવે છે. તેનામાં આંતરિક વિસંવાદ છે એ પણ તેનું એક દૂષણ છે. આંતરિક વિસંવાદ આ રીતે: એક તરફ તે સોલ્જરના મનમાં હિંમત કેળવે છે; અને બીજી તરફ સાથેસાથે તેને ધમકી આપે છે કે તે જો કોઈ પણ વખતે તેને મળતા હુકમો સામે ચૂં કે ચાં કરશે કે આગળ જતાં તેનામાં શિથિલતા આવી જશે તો તેને સખત સજા થશે ને કદાચ મોતની સજા પણ મળશે. આવી ધમકી આપીને સોલ્જરના મનમાં રહેલા ભયને વધારવામાં આવે છે. શત્રુનો ભય લાગવો સ્વાભાવિક છે. પણ સોલ્જરને જે સત્તાની પ્રત્યે સંપૂર્ણ વફાદાર રહેવાનું કહેવામાં આવે છે તેને વિષે ભય પેદા કરવો એ — એક તરફથી નિષ્ઠા ને બીજી તરફથી ડર પેદા કરવો એ — માનસિક દૃષ્ટિએ એકબીજાની જોડે ન ભળે એવી વસ્તુઓ છે. અહિંસાની તાલીમમાં આ જાતનું દૂષણ નથી.

ઉપર જે વિસંવાદોની વાત કરી તે વધારે વિચારશીલ, લાગણી-વાળા, દીર્ઘદર્શી ને બુદ્ધિશાળી માણસોનાં મનમાં — જેઓ ઉત્તમ નેતાઓ ને અમલદારો થઈ શકે એવા છે તેમનાં મનમાં — વધારે જોવામાં આવે છે. એ વિસંવાદો નૈતિક હિંમત વધારવાને બદલે ઘટાડે છે. એ વિસંવાદો અહિંસાની તાલીમમાં નથી; તેને લીધે એક લાભ થવો જોઈએ. તે એ કે કેવળ લશ્કરી તાલીમ પામેલા લોકોમાં સામાન્યપણે જોવામાં આવે એના કરતાં વધારે ઊંચા પ્રકારની ને વધારે ચિરસ્થાયી નૈતિક હિમત અહિંસાની તાલીમ લેનારમાં આવવી જોઈએ. અહિંસાવાદીઓએ કોઈક પ્રકારની સંપૂર્ણ ને સાંગોપાંગ તાલીમ લેવી જ જોઈએ. જે તાલીમનો અહિંસા જોડે મેળ ખાતો

હોય ને જેમાં અહિંસા પ્રગટ થતી હોય એવી તાલીમ સૌથી વધારે અગત્યની છે એ દેખીતું છે.

યુદ્ધશાસ્ત્રના સર્વ નિષ્ણાતો એકમતે કહે છે કે લશ્કરી વિજયનું અંતિમ ધ્યેય એ હોય છે કે અગાઉના કરતાં સારી સુલેહશાંતિ સ્થપાય. પણ આજકાલના યુદ્ધમાં તો અતિશય ખરચાળ હથિયારો વપરાય છે; સ્ત્રીઓ, બાળકો, નિઃશસ્ત્ર લોકો એ સર્વની ઉપર અ-વિચારીપણે હુમલા થાય છે; જાનમાલનો વિનાશ અને રંજાડ અત્યંત નિર્દયપણે ને અતિશય મોટા પ્રમાણમાં થાય છે; સત્યને દાબી દેવામાં કે વિકૃત રૂપે રજૂ કરવામાં આવે છે; અને લશ્કરી વિજય મળ્યા પછી જોરજુલમથી કામ લેવામાં આવે છે; એ બધાંને લીધે અગાઉના કરતાં સારી સુલેહશાંતિ સ્થાપવાનું અશક્ય બની જાય છે. જે પ્રકારનાં સાધન વાપર્યાં હોય છે તે જ પ્રકારનું સાધ્ય આખરે સધાય છે; સાધનના રંગનો પાશ સાધ્યને પણ લાગ્યા વિના રહેતો નથી. અહિંસાની તાલીમમાં પણ અહિંસા જાળવીને જ કામ લેવાય છે, તેથી સાધન અને સાધ્ય વચ્ચે મેળ રહે છે; અને એ બાબતમાં એ તાલીમ લશ્કરી તાલીમ પર એક વધારાની સરસાઈ ભોગવે છે. લશ્કરી તાલીમ પ્રતિપક્ષીની સાથે ઐક્યની ભાવના વધારતી નથી; જોકે ચિરસ્થાયી શાંતિને માટે એવી ભાવના અતિ આવશ્યક હોય છે.

અહિંસક પ્રતિકાર યા સત્યાગ્રહ રાષ્ટ્રીય પાયા પર ચલાવવો શક્ય નથી એમ કૅપ્ટન લિડેલ હાર્ટ માને છે, એને માટે એક કારણ એ બતાવે છે કે એવા સત્યાગ્રહને માટે કોઈ પણ લશ્કરે પ્રાપ્ત કરી હોય એના કરતાં ઊંચા પ્રકારની સામુદાયિક ઐક્યભાવના, શિસ્ત વગેરે અહિંસક દળમાં જોઈએ. પણ આ પુસ્તકમાં વર્ણવી છે એવી અહિંસક તાલીમ વડે એવી ઊંચા પ્રકારની ઐક્યભાવના ને શિસ્ત પ્રાપ્ત કરી શકાય એમ છે. અહિંસક તાલીમ સામાન્ય રોજિંદા નાગરિક જીવનમાં વિક્ષેપ નહીં નાખે, અને તેનાથી લોકોને ખરેખરી તૃપ્તિ

મળશે; તેથી એવી તાલીમ આખું રાષ્ટ્ર કશું નુકસાન કે ભારે મુસીબત વેઠ્યા વિના ધારે તો લઈ શકે એમ છે.

## સામુદાયિક હિલચાલને માટે જરૂરી તાલીમ

સત્યાગ્રહની લડત જો કદી સામુદાયિક બનાવવી હોય, આખું રાષ્ટ્ર ક્યારેક પણ અહિંસા કેળવે ને શસ્ત્રયુદ્ધને બદલે અહિંસક પ્રતિકાર યા સત્યાગ્રહનો આશ્રય લે એવી ધારણા હોય, તો એ હિલ-ચાલને માટે એક સર્વસામાન્ય તાલીમ હોવી જોઈએ. જેમાં સહુને જોડાવું જ પડે એવી કંઈ તાલીમ ન હોય તો હિલચાલના વિરોધીઓ જૂની ભેદનીતિ વાપરીને હિલચાલને તોડી નાખી શકશે.

એવી સહુને માટેની સારામાં સારી સર્વસામાન્ય તાલીમ તે હાથકામની છે.

## અહિંસક ખડી ફોજ

આ આખો કાર્યક્રમ એકવાર ચાલવા માંડે કે પછી એને એવી ઢબે ચલાવી શકાય કે એમાંથી રાષ્ટ્રસંઘ કે હમણાંની સંયુક્ત રાષ્ટ્રોની યોજના કરતાં વધારે આશાજનક પરિણામો નીપજે. પીએર સેરે-સોલે છટાદાર ને ઓજસ્વી વાણીમાં એવી સૂચના કરી છે કે હિંસા ને વિનાશ કરનારી ફોજો બધે રખાય છે તેને બદલે દરેક રાજ્યે પોતાના રક્ષણ માટે એક સદ્ભાવ ફેલાવનારી અહિંસક ખડી ફોજ રાખવી જોઈએ. તે સૈન્યને તેડું આવતાં તે તરત જ તૈયાર થાય, ને સ્વદેશમાં કે પરદેશમાં જ્યાં જરૂર હોય ત્યાં જાય. ત્યાં જઈને, કોઈ પણ જાતના સંકટ પછીની પુનર્ઘટનાના કામમાં મદદ કરે; અથવા જ્યાં જ્યાં રોગચાળો, ગરીબાઈ, હાડમારી કે શિક્ષણનો અભાવ હોય ત્યાં બાંધકામમાં મદદ કરે યા કંઈક પણ ઉપયોગી સેવાકાર્ય કરે. આજે ફોજો ને દરિયાઈ કાફલાઓ રાખવામાં દેશને જે ખરચ થાય છે તેના કરતાં ઘણું જ ઓછું ખરચ આવી ફોજ રાખવામાં થાય, અને તેથી લોકોને માથેથી કરનો બોજો પણ અતિશય હળવો થાય. ઉપર જણાવ્યું એવા સેવા-

કાર્યથી એકબીજા વિષેનાં અજ્ઞાન ને ગેરસમજ દૂર થાય; ને એકબીજા વિષેના અવિશ્વાસ, સંશય ને દ્વેષનો અંત આવે. એ રીતે રાષ્ટ્રીય અહંકાર ઓછો થાય, અને બંને વર્ગો ને રાષ્ટ્રોની વચ્ચે પરસ્પર વિશ્વાસ ને સદ્‌ભાવ વધે. એવી ફોજે સ્થાપેલી વ્યવસ્થા તે ખરેખરી સુવ્યવસ્થા હોય; અને તેમાં લોકોની પાસે જીવનની બાહ્ય સ્થિતિ સારી ને સધ્ધર હોય, તે જ પ્રમાણે તેમનાં મન ને હૃદયમાં પણ સુખસંતોષ હોય. એ ક્રિયામાં પ્રેમ વડે વિજય મેળવવાની, અવેરથી વેર શમાવવાની, વાત રહેલી છે. એ રીતે કરેલો દેશનો બચાવ વિનાશકારી નહીં પણ રચનાત્મક, ને તેથી કાયમનો, હશે. એ સાચી શાંતિ સ્થાપવાનો, અને ચિરસ્થાયી રાષ્ટ્રીય ને આંતરરાષ્ટ્રીય સુરક્ષિતતા વધારવાનો રસ્તો છે. એ કલ્પનાતરંગ કે હવાઈ કિલ્લો નથી. પીએર સેરેસોલની આંતરરાષ્ટ્રીય સેવા સેનામાં અને અમેરિકન ‘ મિત્રો ’ની સેવા સમિતિમાં વરસોથી એ ઢબે કામ થતું આવ્યું છે; અને ઉપર કહી એવી સદ્‌ભાવ ફેલાવનારી અહિંસક ફોજ સ્થાપવી હોય તો તેનો પાયો આ બે સંસ્થાઓએ તૈયાર કરેલો જ છે.

**અહિંસક લડતની તાલીમમાં હાથકામ એ શારીરિક અંગ છે**

કલહો ને સંઘર્ષો શમાવવામાં અસર પાડવાની મુખ્ય શક્તિ નૈતિક વસ્તુઓમાં રહેલી છે એ ખરું, પણ સાથેસાથે કેટલીક શારીરિક વસ્તુઓ પણ હોવી જોઈએ. શસ્ત્રયુદ્ધને વિષે તો એ વાત સાચી છે જ; અને અહિંસક લડતને વિષે પણ તે એટલી જ સાચી છે. અહિંસક લડત દેહ વિનાના આત્માઓની વચ્ચે નથી હોતી, પણ જીવનનો વ્યવહાર ચલાવવા માટે ભૌતિક વસ્તુઓ વાપરનાર દેહધારી મનુષ્યોની વચ્ચે હોય છે. તેથી એ લડતની તાલીમમાં શારીરિક કે ભૌતિક અંગ પણ જોઈએ. તે અંગ હાથમહેનત અને તે વડે બનેલી ચીજોના પ્રત્યક્ષ સામાજિક ઉપયોગમાં મળી રહે છે.

* * *

## સમૂહ ગાયન

આટલે લગી તો હાથકામને અહિંસાની તાલીમમાં જે સ્થાન હોવું જોઈએ તેની ચર્ચા થઈ. આપણે જોયું કે એ ઉપરાંત બીજી પણ કેટલીક વસ્તુઓ એ ચતુર્વિધ તાલીમમાં હોવી જોઈએ. તેને અંગે કેળવવાના ગુણોમાં એક તો ઐક્યની ભાવના ગણાવી. એ ઐક્યભાવના હાથકામથી કેટલી કેળવાય છે એ પણ બતાવ્યું. તે ઉપરાંત પણ એ ભાવના કેળવવાના અનેક રસ્તા છે. પહેલી ઐક્ય-ભાવના તો તમે જે નાના મંડળ કે સમૂહમાં કામ કરતા હો તેને વિષે કેળવવાની છે. એ કેળવવાનો પ્રથમ ઉપાય તે સમૂહ ગાયન છે. ડેનમાર્કનો મહાન કેળવણીકાર ગ્રંટવીગ લોકશાળાઓમાં, દરરોજ શાળાના તેમજ વર્ગના તથા ભોજનના આરંભમાં, વિદ્યાર્થીઓ પાસે લોકગીતો ને પવાડાઓનું સમૂહગાયન કરાવતો. એ પ્રથા હજુ ચાલુ છે, અને તેણે એ પ્રજામાં પ્રબળ ને આરોગ્યપ્રદ સામાજિક એકતાની ભાવના ઉત્પન્ન કરી છે. સોલ્જરો જાણે છે કે આ વાત ખરી છે. વૃંદગાયન કરનાર દરેક જણને એ વાતની પ્રતીતિ હોય છે.

સંગીતની અસર સૂક્ષ્મ પણ પ્રબળ હોય છે. રસ્કિને કહેલું : “ જીવનની ચાર જરૂરિયાતો છે : અન્ન, આશ્રય, વસ્ત્ર ને સંગીત. ” એ કથન સાચું છે એમ માનવજાતિનો ઇતિહાસ બતાવી આપે છે. સંગીત આપણાં હૃદયનાં ઊંડાણમાં પ્રવેશી લાગણીઓને જગવે છે, કલ્પનાને સતેજ કરે છે, આંતરિક સંઘર્ષો શમાવવામાં મદદ કરે છે, ચેતનાને સમૃદ્ધ કરે છે, ચારિત્રમાં સૂક્ષ્મ ને ઊંડાં આંતરિક પરિવર્તનો કરે છે; અને જે ભાવનાઓ ને સંવેદનો આપણે વાણી દ્વારા કે કાર્ય દ્વારા પ્રગટ નથી કરી શકતા તે સંગીત દ્વારા પ્રગટ થઈ શકે છે. સમૂહ ગાયન જ્યારે યોગ્ય સૂર અને તાલમાં ચાલે ત્યારે તે કાન અને મન બંનેની શક્તિનો વિકાસ એકીસાથે સાધે છે; તત્કાળ નિર્ણય કર-વાની શક્તિ આપે છે; અને જોવા વિચારવાની ચોકસાઈ પણ એથી

કેળવાય છે. તેનાથી તાલબદ્ધ રીતે એકસાથે કામ કરવાની જે ટેવ પડે છે તે અગત્યની છે. સંગીતની રચના કરવાથી આપણામાં આત્મવિશ્વાસ, જોમ, ઐક્ય, સહિષ્ણુતા, સમાનતાની ભાવના, સુખ, સૌંદર્યપ્રેમ, અને આપણે એક સામાજિક સમૂહને અગત્યનો ફાળો આપીએ છીએ એવું ભાન આવે છે. ગ્રીસ અને ચીનની જ્ઞાનસંપન્ન સંસ્કૃતિઓએ સંગીતના મહત્ત્વ વિષે ખાસ ભાર દીધો હતો.

લગભગ દરેક માણસ ગાઈ શકે છે. એના કંઈ દામ આપવા પડતા નથી ને એમાં કશી ખાસ સાધનસામગ્રીની જરૂર પડતી નથી. સંગીત કેવા પ્રકારનું ગવાય? મારી સૂચના એ છે કે લોકગીતો, પવાડાઓ, ભજનો વગેરે ગાવાં સારાં છે. તે સાદાં હોય છે, દરેક જણ તેમાં સૂર પૂરી શકે એમ હોય છે, તેમાં જોમ રહેલું હોય છે, દરેક માણસના હૃદયના ઊંડાણમાં જે લાગણીઓ ભરેલી હોય છે તે એમાં પ્રગટ થાય છે, અને તેમાં સરસતા હોય છે. કોઈ-કોઈવાર જુદા જુદા સમૂહો ભેગા મળીને ગાયનોના જલસા પણ ગોઠવી શકે — જેમ ફોજની જુદી જુદી પલટણો વચ્ચે કુસ્તી ને કસરતના સામના થાય છે તેમ.

## લોકનૃત્ય કે તાલબદ્ધ સમૂહ વ્યાયામ

ઐક્યભાવના વધારવાનું બીજું સાધન તે લોકનૃત્ય છે (જેમકે ગરબા, રાસ વગેરે). બીજાં અનેકની જોડે મળીને સંગીતની સાથે સાથે શરીરની તાલબદ્ધ ને વેગવાન હિલચાલો થાય તેથી વ્યક્તિમાં મન અને શરીરનું અનુસંધાન વધે છે; સંખ્યા, માપ, ક્રમ, ચોકસાઈ, કુશળતા, પ્રમાણ અને તાલ એ સર્વને વિષેનું ભાન કેળવાય છે. નૃત્યથી લાગણીઓ તીવ્ર બને છે; ઇન્દ્રિયો ને આત્મા સમરસ બને છે; અને સ્વૈરવિહાર, સ્વયંસ્ફૂર્તિ ને આનંદનાં સંવેદનો હૃદયમાં ઉદ્ભવે છે. નૃત્ય એ એવા પ્રકારનું સંગીત છે જેમાં આપણાં શરીર વાદ્યનું સ્થાન લે છે ને તેના દ્વારા આપણા ભાવો વ્યક્ત થાય છે. એથી મનો-

નિગ્રહ, સ્થૈર્ય, આત્મવિશ્વાસ ને હિંમત વધે છે. જે માણસો તેમાં ભાગ લે છે તે સહુ ઐક્યની, પરસ્પર એકરાગ ને એકતાનતાની, પરસ્પર સંપ ને સહકારની, અને સમૂહ આગળ વ્યક્તિના ગૌણુત્વની લાગણી અનુભવે છે; અને એ લાગણી દરેકના હૃદયમાં સ્વતંત્ર ને સ્વયંભૂ રીતે પ્રગટે છે; તેમાં ભારે વેગ અને જોમ હોય છે; અને તે ઉદ્દ્ભવીને તરત શમી નથી જતી પણ લાંબો વખત ટકી રહે છે. લોકનૃત્ય એ આ બાબતોમાં લશ્કરી કૂચના જેવી અસર ઉપજાવે છે; પણ આની અસર ઊંચા પ્રકારની ને વધારે સચોટ હોય છે.

પશ્ચિમના ભદ્ર સમાજમાં બબ્બે જણ મળીને નાચે છે એના કરતાં લોકનૃત્ય એ સાવ જુદી જ વસ્તુ છે. એનું સ્વરૂપ જુદું છે, એની પાછળની લાગણી જુદી છે, અને એનું પરિણામ પણ જુદું આવે છે. લોકનૃત્ય જગતનાં લગભગ સર્વ દેશો ને પ્રજાઓમાં જોવામાં આવે છે; અને કોઈ પણ પ્રકારની સંગીન સંસ્કારિતાનો એ એક મહત્ત્વનો ભાગ છે. પ્રાચીન કાળના લગભગ સર્વ સમાજોમાં લોકગીતો અને લોકનૃત્ય એ ઐક્ય, સંપ અને સહકારની પ્રબળ ભાવના ખીલવવા ને ટકાવવાનું એક અગત્યનું સાધન હતું. શાન્તિવાદીઓ નવી અને આજના કરતાં સારી સંસ્કૃતિ ઉત્પન્ન કરવા મથી રહ્યા છે; એટલે, જે સાધનની સચોટ અસર કરવાની શક્તિ પરખાઈ અને સિદ્ધ થઈ ચૂકી છે તે સાધનનો ઉપયોગ તેઓ કરે એમાં ડહાપણ છે.

લોકનૃત્યમાં વરણાગી છે કે આડંબર છે એમ માનીને એ ચાલુ કરવાનો વિચાર જો કોઈ શાન્તિવાદીઓને ન રુચે, તો તેમણે એટલું યાદ રાખવું ઘટે છે કે જગતના સર્વ દેશોના ખેડૂતો અને જંગલીઓમાં કદાવર, બળવાન, બહાદુર, સરળ ને નિરભિમાની સ્ત્રીપુરુષો સર્વ કાળે લોકનૃત્ય કરતાં આવ્યાં છે, અને હજુ પણ કરે છે. ગ્રીકો જેવા ઉચ્ચ સંસ્કારવાળા લોકો લોકનૃત્યમાં ભાગ લેતા. અમેરિકામાં હજુ કેટલાક પહાડી લોકો

ને રેડ ઇન્ડિયનો એવાં નૃત્ય પોતાના જીવનના એક સ્વાભાવિક અંશરૂપે કરે છે. એટલે, જો કોઈ શંકા ઊઠવી ઘટે છે તો તે લોકનૃત્યને વિષે નહીં, પણ આપણા અભિપ્રાયોને વિષે. તમે સ્વભાનને લીધે અચકાતા હો, તો એકવાર લોકનૃત્યમાં ખરેખરો ભાગ લઈ જુઓ, ને તમે જોશો કે નૃત્યના ઉત્સાહમાં તમે તમારી જાતનું ભાન સાવ ભૂલી જશો. એ પણ લોકનૃત્ય અને ભદ્ર લોકોના આધુનિક નૃત્યની વચ્ચેનો એક મોટો ફરક છે.

શીખવનારને અભાવે યા બીજા કોઈ કારણસર લોકનૃત્ય શક્ય ન હોય, તો અમુક વ્યાયામ કે કવાયત પણ સંગીતના તાલની સાથે સાથે કરવાનું ગોઠવી શકાય. નૃત્યની અવેજીમાં આવો વ્યાયામ સરસ રીતે ચાલે. ઘણા શાંતિવાદીઓ આવા નૃત્ય કે વ્યાયામની તાલીમ લેનારા નીકળે, તો સંગીત સાથેની કૂચ કે ઘણા સમૂહોનું સંયુક્ત નૃત્ય પણ ગોઠવી શકાય, ને તે ઉપયોગી નીવડે.

## ઐક્યના બીજા ઉપાય

સામુદાયિક ઐક્ય વધારવાના બીજા કેટલાક સાદા ઉપાયો— જેવા કે અવારનવાર લાંબે સુધી સાથે ફરવા જવું; અને, પૈસાની જોગવાઈ થઈ શકે તો, વનભોજન કે અલ્પાહારની ગોઠવણ કરવી. ઐક્યના ચિહ્ન અને સાધન તરીકે સહભોજન મનુષ્યના ઇતિહાસમાં ઘણા પ્રાચીન કાળથી ચાલ્યું આવે છે. લશ્કરના ભોજનગૃહમાં જ સોલ્જરોની વચ્ચે સ્નેહ અને ઐક્યની ભાવના કેળવાય છે. કેટલીક સામુદાયિક રમતો, તેમાં હરીફાઈનું તત્ત્વ ઘણું વધારે ન હોય તો, સારી ગણાય.

## સામુદાયિક ધ્યાન

ઐક્યની ભાવના ખીલવવા ને વધારવાનો બીજો એક ઉપાય એ છે કે અવારનવાર ભેગા બેસીને મૌનપૂર્વક ધ્યાન ધરવું — ઓછામાં ઓછી

પંદર મિનિટ, અને બને તો અડધો કલાક કે એથી પણ વધારે. આમ કરવાની બે રીતો ઉપયોગી છે : એક રીતમાં કોઈ એક વિચાર કે ભાવના (દાખલા તરીકે હિંમત, અથવા તો અહિંસાના દૃષ્ટાન્તરૂપ એવી કોઈ મહાન વ્યક્તિના જીવનનો કોઈ પ્રસંગ) લઈ, એક ટુકડી કે જૂથના બધા માણસો એકાગ્ર ચિત્તે તેનું ધ્યાન ધરે છે. બીજી રીતમાં માણસો પોતાનાં મનમાંથી વિચારમાત્રને અથવા તો ઇન્દ્રિયોને ભોગવવાના વિષયોને સાવ કાઢી નાખવા, ને મૌનપૂર્વક શાન્તિથી બેસી રહેવા, મથે છે. આવું ધ્યાન બરાબર થાય, ને તેમાં વચ્ચે ખલેલ ન પડે, ત્યારે એનાથી અંતરમાં એકાગ્રતા ઉત્પન્ન થાય છે; ચિત્તના ઉપલા થરો અને ઊંડા ઊંડા થરો વચ્ચે એકરાગ ફરી સ્થપાય છે; કલ્પના, ઐક્યભાવના, સામુદાયિક ઉદ્દેશનું ભાન વગેરે ગુણો સબળ થાય છે; અને આપણે સહુ જે સમાન આદર્શો સેવતા હોઈએ તેની સમજ વધે છે ને તેની ઉપયોગિતા વધારે સમજાય છે. ક્યારેક આમાંથી એક પ્રકારનું ધ્યાન કરવું ઠીક લાગશે, ક્યારેક બીજા પ્રકારનું. એ ધ્યાનની ક્રિયા દરમ્યાન આ અદૃશ્ય ગુણો માણસોનાં ચિત્તમાં પેદા થઈ, તેમાં ભળી, સમરસ થઈ જાય છે. એવા ગુણવિકાસને માટે પુષ્કળ વખત લાગે છે; અને તેને માટે ધીરજ રાખવી પડે છે, તથા એ ગુણોનું કામ પડે એવા અનેક પ્રસંગોની જરૂર પડે છે. આવા સામુદાયિક મૂક ધ્યાનથી ટુકડીના કે જૂથના સભ્યોમાં, બીજા ઉપાયોના કરતાં વધારે ઊંડી ઐક્યભાવના આવે છે. પણ બધી જ રીતો અજમાવાઈ છે ને ઉપયોગી માલૂમ પડી છે. કેટલીકવાર ધ્યાન શરૂ થતા પહેલાં યોગ્ય પ્રકારનું સંગીત થયું હોય તો લોકોનાં મનમાં ધ્યાનને અનુકૂળ એવી વૃત્તિ પેદા થાય છે.

કોઈ પ્રસંગે એકાદ વિષય લઈ તેને વિષે ધ્યાન ધરવાનું નક્કી થયું હોય, તો બધા સભ્યો એક જ વિષય પર ધ્યાન ધરે એ સારું છે. સત્યાગ્રહીને આવશ્યક એવા સર્વ ગુણો પર, એક પછી એક — એક બેઠકમાં એક જ ગુણ લઈને — ધ્યાન ધરવું જોઈએ. એ આખો

વખત સંપૂર્ણ શાન્તિ જાળવવી જોઈએ. ધ્યાન કેટલો વખત ચાલે એનો નિશ્ચય મંડળનો આગેવાન કરે; અને પોતે ઊઠીને કે બીજા કોઈ અનુકૂળ ચિહ્નથી ધ્યાન પૂરું થયાનું સૂચન કરે. કોઈવાર ધ્યાન ચાલતું હોય તે દરમ્યાન કોઈ સભ્યને મહત્ત્વનો લાગે એવો વિચાર સૂઝી આવે, તો તે તરત જ લખી કાઢે, અને ધ્યાન પૂરું થયા પછી બીજાઓને તેની વાત કરે. આને માટે દરેક જણ જોઈએ તો પોતાની પાસે કાગળ પેનસિલ રાખે.

## વ્યક્તિગત ધ્યાન

આ સામુદાયિક મૌન ઉપરાંત જો મંડળનો દરેક સભ્ય રોજ થોડો થોડો વખત એકાંતમાં બેસી, અંતર્મુખ થઈ, એ જ પ્રમાણે ધ્યાન કરે તો તેથી તેને ઘણો લાભ થશે. પરોઢિયું અને સૂઈ જતા પહેલાંનો વખત એ આવા ધ્યાનને માટે ઉત્તમ સમયો છે. આવી રીતે નિયમિતપણે ધ્યાન કરવાથી મનમાં ઘણી સ્વસ્થતા ને શાન્તિ આવે છે. સમૂહ ધ્યાનથી જેવો લાભ સમૂહને થાય છે તેવો લાભ વ્યક્તિગત ધ્યાનથી વ્યક્તિને થાય છે. શહેરમાં રહેનાર માણસોને શાન્તિવાળી જગા ન મળે, તો તેઓ કામ પર જતાં આવતાં રસ્તામાં, અથવા તો મધ્યાન્હે થોડીક મિનિટ, ચિત્તને એકાગ્ર કરીને ધ્યાન કરી શકે છે. બહારની શાન્તિ અને નીરવતા મદદગાર છે ખરી, પણ અનિવાર્ય નથી. માત્ર માણસે બુદ્ધિ અને હૃદયને એકાગ્ર કરવાની, અને ઉપરછલા જીવનની ધાંધલમાંથી મનને ખેંચી લેવાની, શક્તિ કેળવવી જોઈએ. આ વ્યક્તિગત મૂક એકાગ્ર ધ્યાન તે ધ્યાન કરનારને તો મદદ કરે જ છે, પણ તે ઉપરાંત સામુદાયિક મૂક ધ્યાનના સમયને માટે સારી તૈયારીરૂપ થઈ પડે છે; અને એને લીધે સમૂહ ધ્યાન વધારે ફળદાયી, અને મંડળના બીજા સભ્યોને વધારે ઉપકારક, થઈ પડે છે. આમાં ગૂઢ કે અગમ્ય જેવું કંઈ જ નથી. માત્ર કેટલીક અદૃષ્ટ ને ગૂઢ પડી રહેલી શક્તિઓનો વિનિયોગ જ એમાં કરવાનો

હોય છે. એ શક્તિઓ હોય છે તો આપણા સહુમાં; પણ સામાન્ય રીતે આપણે તેમને અવગણીએ છીએ ને તેની હસ્તીનું ભાન આપણને હોતું નથી. બેશક કોઈ કોઈ સભ્યો, અથવા ધારે તો આખું મંડળ, ધાર્મિક વિચારોને ધ્યાનના વિષય તરીકે પસંદ કરી શકે છે.

આ રીતે ખીલેલી સ્નેહ, સહકાર, સમાન ઉદ્દેશ અને સમાન આદર્શની ભાવના વડે એ મંડળ કે જૂથનું સામુદાયિક તેમજ વ્યક્તિગત કામ ઘણું વધારે સચોટ નીવડ્યા વિના નહીં રહે. તેથી જ લશ્કરમાં, પલટણ તથા ટુકડીમાં ઐક્યની પ્રબળ ભાવના પેદા કરવા પાછળ આટલો બધો વખત અપાય છે ને આટલી બધી કાળજી લેવાય છે. ઘણાખરા માણસોને જોખમ અને હાડમારી વેઠવાનું જેટલું કઠણ નથી લાગતું તેટલું કઠણ એકાંતમાં યા તો મિત્રોથી અળગા રહેવાનું લાગે છે; પછી ભલે એ વિયોગ સાચો હોય કે કલ્પિત, અથવા તો બીજા કોઈનાં કામને લીધે પેદા થયો હોય. ગયા વિશ્વયુદ્ધમાં ભાગ લેવાની ના પાડનાર અહિંસાવાદીઓને જે કઠણમાં કઠણ વસ્તુઓ સહન કરવી પડેલી તેમાંની એક એ હતી કે તેમને એમ લાગતું કે પોતે એકલા અટૂલા પડી ગયા છે, ને કોઈ તેમની વાત માનતું નથી કે તેમની ખાસ પરવા કરતું નથી. કેટલાક દાખલામાં એ લોકોને જેલમાં એકાંતવાસ મળવાને લીધે આ એકલવાયાપણાની લાગણીમાં વધારો થયેલો. એ જાતની લાગણીનું દુઃખ પોતાને વેઠવું ન પડે એવી તૈયારી સત્યાગ્રહીઓ કરી રાખે એમાં ડહાપણ છે. તેમની વચ્ચે માંહોમાંહે ઐક્યની ભાવના હોય તો તેનાથી એકબીજાને હૂંફ અને ટેકો મળે છે; અને તેથી એ ભાવના હિંમત અને સહનશક્તિ કેળવવામાં ઘણી મદદગાર થઈ પડે છે. તેનાથી દયા અને સહિષ્ણુતા પણ વધે છે. સહિષ્ણુતા, મનુષ્યમાત્રની એકતા, અને મનુષ્યમાત્ર પ્રત્યે સ્નેહ જેવા વિષયો પસંદ કરી તેના પર ધ્યાન ધરવાથી આ ઐક્યભાવના વિશાળ બનશે. લાગણી અને વિચારનો આવો વિસ્તાર કરવામાં યોગ્ય પ્રકારના વાચનથી પણ મદદ થાય એમ છે.

### કથાશ્રવણ

અંગ્રેજ બ્રિગેડિયર-જનરલ ક્રોઝિયરને ગયા વિશ્વયુદ્ધમાં કાચા રંગરૂટોને લડાઈની તાલીમ આપવાનો ઘણો અનુભવ મળેલો. એ અનુભવ પરથી તે કહે છે કે લશ્કરનાં જોમ, ઉત્સાહ અને સામર્થ્ય ટકાવી રાખવા માટે સૌથી સારો ઉપાય એ છે કે તેમને પલટણનો જૂનો ઇતિહાસ, તેણે ને તેના સૈનિકોએ ભૂતકાળમાં કરેલાં સાહસો ને પરાક્રમો વગેરેની વાતો કહેવી. કથા ઇતિહાસ વગેરેના શ્રવણથી માણસોનાં મનમાં આગળ પડીને કામ કરવાની વૃત્તિ પેદા થાય છે, અને તેનામાં સૂતી પડેલી શક્તિ જાગે છે.

એટલે સત્યાગ્રહીઓને તેમના કામ માટે તૈયાર કરવામાં તેમને વીરપુરુષો તથા અહિંસાનાં દૃષ્ટાંતરૂપ સ્ત્રીપુરુષોનાં જીવન અને વચન તથા સર્વ પ્રકારના માણસોએ કરેલા સત્યાગ્રહ યા અહિંસક પ્રતિકારનાં વ્યકિતગત દૃષ્ટાન્તોની કથાઓ મોટેથી વાંચી સંભળાવવાં અથવા તેની વાર્તાઓ મોઢેથી કહેવી એ અગત્યની વસ્તુ છે. મહાન ગણાય એવી કવિતા મોટેથી વાંચવા કે ગાવાથી પણ ભાવનાઓ વિશાળ બનશે ને હૃદયમાં ઊંડી ઊતરશે, બુદ્ધિ તેજસ્વી બનશે, અને કામ કરવાનો ઉત્સાહ પેદા થશે. આવા વાચન પછી ચર્ચા પણ થવી જોઈએ, જેથી મંડળના સભ્યોના વિચારો સ્પષ્ટ થાય અને તેમની સમજશકિત વધે.

### વિચારો દ્વારા ઉત્સાહવૃદ્ધિ

માણસનાં લાગણીઓ, વિચારો ને કામ કરવાની વૃત્તિઓ મળીને વ્યવસ્થિત રૂપ પકડે ત્યારે તે ભાવનાનું રૂપ ધારણ કરે છે. વિચારો એ લાગણીરૂપી દેહને ટટાર ઊભો રાખનાર હાડકાં છે. વિચારોનો પ્રવાહ સરસ ચાલતો હોય તો માણસમાં કામ કરવાની હોંશ પણ જાગે છે, અને એ હોંશને કયે રસ્તે વાળવામાં લાભ છે એ પણ સૂચવે છે. વળી શાંતિવાદીઓને શંકાશીલ તથા વિરોધી લોકોની

ઘણી દલીલો ને ટીકા પણ સાંભળવી પડે છે, ને તેના જવાબ દેવા પડે છે. એટલે તેઓ પોતાના સિદ્ધાન્તો ને આદર્શોના પ્રત્યેક અંગ ઉપાંગથી પૂરેપૂરા વાકેફ હોય એ જરૂરનું છે.

તેથી શાંતિવાદ અને અહિંસાનાં અનેક અંગો વિષેનાં પુસ્તકો ને પત્રિકાઓનું વાચન બહુ જરૂરનું છે. કાં તો પ્રત્યેક સભ્ય તે જુદાં જુદાં વાંચી લે; અથવા મંડળની સભાઓમાં એક સભ્ય તે મોટેથી વાંચી સંભળાવે. તે પછી ચર્ચા થાય, ને તેમાં સહુ ભાગ લે. સત્યાગ્રહ યા અહિંસક પ્રતિકારનાં સર્વ અંગો, પ્રયોગો ને અર્થોને વિષે મંડળમાં ચર્ચા થવી જોઈએ. એને અંગે અર્થશાસ્ત્ર, રાજકારણ, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, ફિલસૂફી ને ધર્મ જેવા વિષયોની ચર્ચા પણ થાય. સત્યાગ્રહીની તાલીમ એ એક અવિરતપણે ચાલતી કેળવણી છે. એ કામમાંથી પુષ્કળ રસ અને વિનોદ બંને મળે એમ છે.

# પરિશિષ્ટ

## હાથ અને ઓજાર

[ શ્રી. ગ્રેગે એમના આ પુસ્તકમાં હાથ અને હાથકામના મહત્ત્વ વિષે જે વિચારો આપ્યા છે તેનું સમર્થન કરનાર વિચારો ઓસવાલ્ડ સ્પેંગલર નામના પ્રસિદ્ધ જર્મન લેખકના 'મનુષ્ય અને યંત્રશાસ્ત્ર' ( Man and Technics ) નામના પુસ્તકમાં થોડા વખત પર વાંચવામાં આવ્યા. એટલે એ પુસ્તકમાંના એક પ્રકરણના મુખ્ય ભાગનો અનુવાદ અહીં આપ્યો છે.
— અનુવાદક ]

આ પ્રકારનું શોધક, માંસાહારી પ્રાણી જગતમાં ક્યારથી હસ્તીમાં આવ્યું છે ? અથવા, બીજા શબ્દોમાં કહીએ તો, મનુષ્યો ક્યારથી પેદા થયા છે ? મનુષ્ય એ શું છે ? અને તે મનુષ્ય કેવી રીતે થવા પામ્યો ?

એનો જવાબ છે — તેને હાથ ઉત્પન્ન થયો તેને લીધે. જંગમ જગતમાં હાથની તોલે આવે એવું બીજું એકે હથિયાર નથી. બીજાં પ્રાણીઓના પંજા, ચાંચ, શિંગડાં, દાંત વગેરેને મનુષ્યના હાથની જોડે સરખાવી જુઓ. પહેલી વાત તો એ કે હાથમાં સ્પર્શશકિત એટલી બધી એકાગ્ર થયેલી છે કે, જેમ આંખ એ દર્શનેન્દ્રિય છે ને કાન એ શ્રવણેન્દ્રિય છે તેમ, હાથને સ્પર્શેન્દ્રિય કહેવા ધારીએ તો કહી શકાય. હાથ ટાઢા ને ઊનાનો, ઘન ને પ્રવાહીનો, કઠણ અને નરમનો, ભેદ સમજી શકે છે; એટલું જ નહીં પણ વસ્તુઓનાં વજન, આકાર આદિ પણ કળી શકે છે. પણ એના આ કામ ઉપરાંત જીવનની પ્રવૃત્તિ હાથમાં એટલે અંશે કેન્દ્રિત થયેલી છે કે શરીરનાં આકાર, ચાલ વગેરે હાથના આકાર, પ્રમાણ વગેરે પ્રમાણે રચાય છે. આમ હાથમાં સ્પર્શની તેમજ કામ કરવાની શકિત સરખી છે. એટલે એ અવયવની તોલે આવી શકે એવી કોઈ વસ્તુ જગતમાં નથી.

શિકારી પશુની આંખ જગતને જોઈ તેનો ખ્યાલ મેળવી લેતી હતી. એ આંખ ઉપરાંત મનુષ્યને હાથ મળ્યો. એ હાથ કર્મ દ્વારા જગત પર હકૂમત ચલાવે છે.

મનુષ્યને હાથ એકાએક ફૂટી નીકળ્યો હોવો જોઈએ. જગતના ઇતિહાસમાં જે જે ઘટનાઓ યુગપ્રવર્તક ગણાય એવી છે તે ઘટનાઓ, વીજળીના ચમકારા કે ધરતીકંપની પેઠે, એકાએક ને ઉત્પાતરૂપે જ બને છે. મનુષ્યના અવયવોનો વિકાસ ધીરેધીરે થયો, એવો જે વિચાર ઓગણીસમી સદીના વૈજ્ઞાનિકોએ ચલાવેલો તે આપણે છોડી દેવો ઘટે છે. કુદરતમાં આવા ફેરફારો ધીરેધીરે, વગરઉતાવળે થતા નથી. જે યુગોનું માપ કાઢી શકાય એવા યુગોમાં તો વિકાસની આવી કોઈ ક્રિયા થયેલી દેખાઈ નહીં, એટલે વિકાસવાદના સિદ્ધાંતને ટેકો આપવા સારુ વૈજ્ઞાનિકોએ એવી વાત કાઢી કે આવા ફેરફારો થતાં તો લાખો વરસ લાગે છે. પણ વસ્તુતઃ તો મનુષ્યનું હાડપિંજર જ્યારથી પહેલું દુનિયામાં આવ્યું ત્યારથી અત્યારે છે એવું જ રહ્યું છે. એટલે, માણસનો હાથ, તેની ટટાર ચાલ, માથાની સ્થિતિ વગેરે એક પછી એક ને સ્વતન્ત્રપણે વિકસ્યાં એ અસંભવિત છે. એ બધી વસ્તુઓ એકાએક ને એકસામટી નીપજી હોવી જોઈએ. જગતનો ઇતિહાસ એક ઉત્પાત પરથી બીજા પર એમ કરતો કરતો ચાલ્યો જાય છે; એ હકીકત આપણે સમજી શકીએ યા પુરવાર કરી શકીએ કે નહીં એ જુદી વાત છે. એ ફેરફાર અંદરથી એકાએક જ થયો હોવો જોઈએ.

વળી, માણસનાં હાથ, ચાલ, ઊઠવાબેસવાની ઢબ વગેરે એક-સાથે નીપજ્યાં હોવાં જોઈએ, એટલું જ નહીં પણ હાથ અને ઓજાર એ બે પણ એકસાથે નીપજ્યાં હોવાં જોઈએ. આ વાત હજુ સુધી કોઈના ધ્યાનમાં આવી નથી. શસ્ત્ર વિનાનો હાથ નકામો છે. હાથમાં શસ્ત્ર હોય ત્યારે જ હાથ પોતે પણ શસ્ત્ર બની શકે છે. જેમ

હાથના આકાર પરથી ઓજારનો આકાર ઘડાયો, તેમ ઓજારના આકાર પરથી હાથનો આકાર ઘડાયો હોવો જોઈએ. પહેલો હાથ ને પછી ઓજાર એવો કાલક્રમ કલ્પવામાં સાર નથી. હાથ ઘડાઈ રહ્યો તે પછી તેણે થોડોક વખત પણ ઓજાર વિના કામ કર્યું હોય એ બનવાજોગ નથી. મનુષ્ય અને તેનાં ઓજારોના જૂનામાં જૂના અવશેષો સરખા પ્રાચીન છે.

હાથ અને ઓજારની ઉત્પત્તિ ભલે સાથે થઈ હોય, પણ કાર્યની દૃષ્ટિએ જોતાં તેમાં અમુક ભેદ તો છે જ. એટલે ઓજાર બનાવવું ને ઓજાર વાપરવું એ બે નોખી નોખી વસ્તુઓ છે. જેમ વાયોલીન બનાવવી અને વાયોલીન વગાડવી એ બે ક્રિયા જુદી જુદી રીતે થાય છે, ને બેનાં શાસ્ત્ર જુદાં જુદાં છે, તે જ પ્રમાણે વહાણ બાંધવાની ને વહાણ હંકારવાની કળા, તથા તીરકામઠું બનાવવાની ને બાણ મારવાની કળા જુદી જુદી છે. બીજું કોઈ શિકારી પ્રાણી પોતાનું હથિયાર પસંદ પણ કરતું નથી. માણસ પોતાનું હથિયાર પસંદ કરે છે, એટલું જ નહીં પણ તેને પોતાની વ્યકિતગત કલ્પના અનુસાર ઘડે પણ છે. અને તેમ કરવાથી તેને બીજાં માણસો પર, બીજાં પશુઓ પર, અને કુદરત પર ભારે કાબૂ મળે છે.

કુદરતે માનવજાતિને જે પરિસ્થિતિ આપેલી તેમાંથી માણસ આ રીતે મુક્ત થઈ આગળ વધે છે. પૃથ્વીમાં જીવમાત્રના ઇતિહાસમાં આવો દાખલો બીજો એકેય બન્યો નથી. આ ઘટના બની ત્યારથી 'મનુષ્ય' હસ્તીમાં આવે છે. તેણે પોતાના સક્રિય જીવનને ઘણે અંશે પોતાના શરીરની મર્યાદાઓથી મુક્ત બનાવ્યું છે. એ મુકિત યા સ્વતંત્રતા તે એને મળેલી પસંદગીની સ્વતંત્રતા છે. દરેક માણસ પોતપોતાની આવડત અને પોતપોતાની સૂઝ પ્રમાણે પોતપોતાનું હથિયાર બનાવી લે છે. વાંકાચૂકા આકારના ને નકામા ગણીને ફેંકી દીધેલા હથિયારોના ટુકડા ઢગલાબંધ આપણને મળે છે, એ બતાવે છે કે માણસનાં મૂળ વિચાર અને ક્રિયામાં એણે કેટલી કાળજી રાખી હશે.

એટલે, માણસ પાસે મોટા શિકારી પ્રાણીઓના જેવી 'આંખથી વિચાર કરવાની શક્તિ'—આંખથી શિકારનો પૂરો ખ્યાલ મેળવી લેવાની જે શક્તિ — હતી, તેમાં હવે 'હાથ વડે વિચાર કરવાની શક્તિ'નો ઉમેરો થયો છે. દરમ્યાન, 'આંખથી વિચાર કરવાની શક્તિ'માંથી તાત્ત્વિક વિચાર, નિરીક્ષણ, ચિન્તન આદિ શક્તિઓ —આપણી 'ચિન્તન' અને 'જ્ઞાન'ની શકિતઓ—આપણને મળી છે. હવે 'હાથથી વિચાર કરવાની શકિત'માંથી વહેવારુ ને સક્રિય વિચાર — હસ્તકૌશલ અને બુદ્ધિ—આપણને મળ્યાં છે. આંખ કાર્યકારણ શોધી કાઢે છે; હાથ સાધ્ય સાધનના સિદ્ધાન્ત પર કામ કરે છે. દ્રષ્ટા (જોનાર) તો જોઈને વિચાર કરે છે કે અમુક વસ્તુ ખરી છે કે ખોટી? પણ કર્તા (કરનાર) તો એવો જ વિચાર કરે છે કે અમુક વસ્તુ કામની છે કે નકામી? આ બે વિચાર સાવ નિરાળા છે, ને એને એકબીજા સાથે કશો સંબન્ધ નથી. આ રીતે બે જાતના વિચાર કરનારા માણસો પેદા થયા—ખરા ખોટાનો વિચાર કરનાર વિચારપ્રવણ માણસો: ધર્મવેત્તા, સાક્ષર, ફિલસૂફ; અને અમુક ચીજો ને માણસો પોતાને કામ આવે એવાં છે કે નહીં એનો વિચાર કરનાર કર્મપ્રવણ માણસો: મુત્સદ્દી, સેનાપતિ, વેપારી. ત્યારથી હંમેશાં, અને આજે પણ, હાથ હુકમ કરે છે, રસ્તો બતાવે છે, મૂઠી વાળે છે, ત્યારે એ દરેક ક્રિયામાં માણસની અમુક ઇચ્છા કે અમુક સંકલ્પ વ્યકત થાય છે. તે એટલે સુધી કે માણસના હસ્તાક્ષર પરથી તેનું ચારિત્ર્ય પારખવાની વિદ્યા અને હાથની રેખાઓ જોવાનું સામુદ્રિકશાસ્ત્ર પણ નીકળ્યાં છે. તે ઉપરાંત વિજેતાનો 'ભારે હાથ', નાણાશાસ્ત્રીનું 'હસ્તકૌશલ', અને ગુનેગાર કે કલાકારનો 'હાથ', એવા રૂઢિપ્રયોગો પણ નીકળ્યા છે.

માણસ તેના હાથ વડે, હથિયાર વડે, અને વ્યકિતગત વિચાર વડે સર્જનશીલ બન્યો. જાનવરો તો કુદરતે એમને આપેલી શકિતની મર્યાદામાં રહીને જ વર્તી શકે છે. પણ મનુષ્ય, સર્જનશીલ પ્રાણી

હોઈ, તેણે જગતભરમાં શોધખોળનાં વિચાર ને ક્રિયાનાં પરિણામો એટલાં બધાં ફેલાવ્યાં છે કે પોતાના અલ્પકાલીન ઇતિહાસને 'જગતનો ઇતિહાસ' કહેવાનો, પોતાના અનુયાયીઓને 'માનવજાતિ' કહેવાનો, અને બાકીની સૃષ્ટિને ગૌણ — સાધનરૂપ — માની તેનો ઉપયોગ કરી લેવાનો પોતાને સંપૂર્ણ હક છે એમ એને લાગે છે.

વિચારશીલ હાથની ક્રિયાને આપણે 'કર્મ' કહીએ છીએ. પશુઓના જીવનમાં પ્રવૃત્તિ તો હતી જ, પણ બુદ્ધિપૂર્વક કરેલું કર્મ તો માણસે જ શરૂ કર્યું. આ બાબતમાં સૌથી સારો ને બોધપ્રદ દાખલો તે દેવતા કેમ સળગાવાયો તેના ઇતિહાસનો છે. દેવતા કેવી રીતે સળગવા માંડે છે એ (કારણ અને કાર્ય) માણસ પણ જુએ છે, ને ઘણાં પશુઓ પણ જુએ છે. પણ પોતે તેને સળગાવવાની ક્રિયા (સાધન અને સાધ્ય) તો માણસ એકલો જ વિચારી કાઢે છે. આ કામમાં માણસની સર્જનશક્તિ જેવી પ્રગટ થાય છે તેવી બીજા કોઈ કામમાં થતી નથી. કુદરતનો એક સૌથી અટપટો, ભીષણ, ને અકળ દેખાવ તે વીજળી, દાવાનળ, જ્વાળામુખી છે. એ દેખાવને હવે મનુષ્ય, કુદરતની વિરુદ્ધ જઈને, મરજી ફાવે ત્યારે પેદા કરી શકે છે. પોતે સળગાવેલો દેવતા પહેલવહેલો જોઈને મનુષ્યના આત્માને કેવો આનંદ થયો હશે!

# ગાંધીજીનાં પુસ્તકો

| | |
|---|---|
| અનાસક્તિયોગ | ૦—૨—૦ |
| અહિંસા | ૦—૮—૦ |
| આત્મકથા ભા. ૧-૨ | ૧—૦—૦ |
| આત્મકથા ભા. ૧-૨ (નાગરી લિપિ) | ૦-૧૪—૦ |
| આશ્રમવાસી પ્રત્યે | ૦—૨—૦ |
| કેળવણીનો કોયડો | ૧—૦—૦ |
| ખરી કેળવણી | ૦-૧૨—૦ |
| ગીતાબોધ | ૦—૧—૬ |
| ગોસેવા | ૦—૫—૦ |
| ત્યાગમૂર્તિ અને બીજા લેખો | ૦-૧૨—૦ |
| દ૦ આ૦ સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૧-૨ | ૧-૧૨—૦ |
| ધર્મમંથન | ૦-૧૨—૦ |
| વ્યાપક ધર્મભાવના | ૦-૧૪—૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦—૪—૦ |
| મંગળપ્રભાત | ૦—૧—૦ |
| વર્ણવ્યવસ્થા | ૦—૬—૦ |
| સર્વોદય | ૦—૧—૬ |
| સૉક્રેટીસનો બચાવ | ૦—૧—૦ |
| સો ટકા સ્વદેશી | ૧—૪—૦ |
| ગામડાંની વહારે | ૦—૧—૦ |
| ચેરવડાના અનુભવ | ૦-૧૨—૦ |
| હિંદ સ્વરાજ (હસ્તાક્ષરમાં, ખાદીનું પૂઠું) | ૧-૧૨—૦ |
| ,, ( ,, સાદું પૂઠું ) | ૧—૪—૦ |
| ,, (છાપેલું) | ૦—૪—૦ |
| गीतापदार्थकोष | ૦—૪—૦ |
| દેશી રાજ્યોનો પ્રશ્ન | ૧—૮—૦ |

(ટપાલરવાનગીખર્ચ જુદું)